॥ શ્રી પરમાત્મને નમઃ ॥

# શ્રીમદ્ યશોવિજયજી વિરચિત

## શ્રી સીમંધર સ્વામીની વિનતિરૂપ.

૧૨૫–૧૫૦–૩૫૦ ગાથાઓનાં સ્તવનો તથા અક્ષયનિધિ તપનો વિધિ તથા અક્ષયનિધિ તપની કથા વિગેરે.

શ્રીમાન્ પરમપુજ્ય મુનિમહારાજશ્રી મોહનલાલજીના શિષ્ય પન્યાસ હરખમુનિજીના શિષ્યો પદ્મમુનિજી તથા પં. કનકમુનિજીના સદુપદેશથી.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

**ઝવેરી ભગુભાઈ હીરાચંદ**

તરફથી સંઘને ભેટ.

ઠે ગોપીપુરા—સુરત.


વિક્રમ સં. ૧૯૮૦. શ્રીવીર સં. ૨૪૫૦.

આવૃત્તિ ૨ જી. પ્રત. ૨૦૦૦.

ધી "લક્ષ્મી" પ્રીન્ટીંગ પ્રેસમાં, હીરાલાલ ચંદુલાલ ત્રિવેદીએ છાપ્યું ઠે. રૂવાળાનોટેકરો સુરત


[કિંમત અમુલ્ય (ભેટ)]

# પ્રતાવના,

પરમ પુજ્ય શ્રીમાન્ મોહનલાલજી મહારાજના પ્રશિષ્યો મુનિપદ્મમુનિજી તથા પં. કનક મુનિજીગણીનું ચોમાસું. ૧૯૮૦ માં સુરતમાં થયું તે વખતે મુનીશ્રીના ઉપદેશામૃત વચનોથી સમ્યકત્વને દ્રઢ કરવાવાલું પરમ પુજ્ય ન્યાયાચાર્ય ન્યાય વિશારદ મહા મહોપાધ્યાયજી શ્રીમદ્ યશોવિજયજી વિરચિત ૧૨૫-૧૫૦ અને ૩૫૦ ગાથાઓના પ્રાચીન સ્તવનો છપાવવા વિચાર થયો અને આ કામ કરવાની ભલામણ થઇ તેથી આ પુસ્તક મેં છપાવ્યું છે. તેમાં દ્રષ્ટિ દોષથી અગર પ્રેસ દોષથી જે કાંઇ અધિક ન્યુન અશુદ્ધતા રહી હોય અગર જૈન આજ્ઞા વિરૂદ્ધ છપાઇ ગયું હોય તેનો નિચ્છામિદુક્કડં દઇ અત્રે વિરમું છું. અને આ બુકના વાંચકોને ભલામણ કરવામાં આવે છે કે કાંઇ

અશુદ્ધતા જણાય તો તે સુધારી વાંચવું. સ્તવનો ઉપરાંત અક્ષય નિધિ તપનો વિધિ તેમજ કથા તથા સ્તુતિ આદિ દાખલ કરી ગ્રંથ સમાપ્ત કરેલો છે. એજ સુજ્ઞેષુ કીં બહુના.

પ્રસિદ્ધ કર્તા.


૧૯૮૦ ભાદરવા સુદ ૧

ઝવેરી ભગુભાઈ હીરાચંદ
ઠે. ગે.પીપુરા-સુરત.

# અનુક્રમણિકા.





# અથ શ્રી સીમંધર સ્વામિની વિનતિરૂપ સવાસો ગાથાનું સ્તવન.



## ॥ ઢાલ પહેલી ॥



॥ એક દીન દાસી દોડતી—એ દેશી ॥

સ્વામી સીમંધર વિનતિ સાંભળો મહારી દેવરે । તાહરી આણ હું શિર ધરૂં, આદરૂં તાહરી સેવરે ॥ સ્વામી સીમંધર વિનતિ ॥ ૧ ॥ કુગુરૂની વાસના પાસમાં, હરિણ પરે જે પડયા લોકરે । તેહને શરણ તુજ વિણ નહીં, ટળવળે બાપડા ફોકરે ॥ સ્વા૦ ॥ ૨ ॥ જ્ઞાન દર્શન

ચરણ ગુણ વિના, જે કરાવે કુલાચારરે । લૂટે તેણે જન દેખતાં, કિહાં કરે લોક પોકારરે ॥ સ્વા૦॥૩॥ જેહ નવિ ભવ તરયા નિરગુણી, તારશે કેણી પેરે તેહરે । એમ અજાણ્યા પડે ફંદમાં, પાપ બંધે રહ્યા જેહરે ॥ સ્વ૦॥ ૪ ॥ કામ કુંભાદિક અધિકનું ધર્મનું કો નવિ મૂલરે । દોકડે કુગુરૂ દાખવે, શું થયું એહ જગ સૂલરે ॥ સ્વા૦ ॥૫॥ અર્થની દેશના જે દીએ, ઓલવે ધર્મના ગ્રથરે । પરમ પદનો પ્રગટ ચોરથી, તેહથી કેમ વહે પંથરે ॥ સ્વા૦॥૬॥ વિષયરસમાં ગૃહી રાચિયા નાચિયા કુગુરૂ મદ પૂરરે । ધુમ ધામે ધમાધમ ચલી, જ્ઞાન મારગ રહ્યો દૂરરે ॥ સ્વા૦ ॥ ૭ ॥ કલહ કારી કદાગ્રહ ભર્યા, થાપતા આપણા બોલરે । જિન વચન અન્યથા દાખવે, આજતો વાજતે ઢોલરે ॥ સ્વા ॥ ૮ ॥ કેઈ નિજ દોષને ગોપવા, રોપવા કેઈ મત કંદરે । ધર્મની દેશના

પાલટે, સત્ય ભાખે નહીં મંદરે ॥ સ્વા૦ ॥ ૯ ॥ બહુ મુખે બોલ એમ સાંભલી, નવિ ધરે લોક વિશ્વાસરે । ઢુંઢતા ધર્મને તે થયા, ભમર જેમ કમલ નિવાસરે ॥ સ્વા૦ ॥ ૧૦ ॥

## ॥ ઢાલ બીજી. ॥

॥ રાગ ગોડી ॥ લોલીડા હંસારે વિષય ન રાચીએ—એ દેશી.

એમ ઢુંઢતાંરે ધર્મ સોહામણો, મિલિઓ સદ્દગુરૂ એક । તેહને સાચોરે મારગ દાખવે, આણી હૃદય વિવેક ॥ શ્રી સીમંધર સાહિબ સાંભલો ॥ ૧૧ ॥ પર ઘરે જોતાંરે ધર્મ તુમે ફરો, નિજ ઘર ન લહોરે ધર્મ । જેમ નવિ જાણેરે મૃગ કસ્તુરિઓ, મૃગમદ પરિમલ મર્મ ॥શ્રી૦॥૧૨॥ જેમ તે ભુલોરે મૃગ દશ દિશિ ફરે, લેવા મૃગમદ ગંધ । તેમ જગે ઢુંઢેરે બાહિર

ધર્મને, મિથ્યાદૃષ્ટિ રે અંધ ॥ શ્રી૦ ॥ ૧૩ ॥ જાતિ અંધનોરે દોષ ન આકરો, જે નવિ, દેખેરે અર્થ । મિથ્યા દૃષ્ટિરે તેહુથી આકરો, માને અર્થ અનર્થ ॥ શ્રી૦ ॥ ૧૪ ॥ આપ પ્રશંસેરે પરગુણ ઓલવે, ન ધરે ગુણોનેરે લેશ । તે જિનવાણીરે શ્રવણે નવિ સુણે. દિએ મિથ્યા ઉપદેશ ॥શ્રી૦॥૧૫॥ જ્ઞાન પ્રકાશેરે મોહ તિમિર હરે, જેહને સદગુરૂ સૂર । તે નિજ દેખેરે સત્તા ધર્મની, ચિદાનંદ ભરપૂર ॥ શ્રી૦॥૧૬॥ જેમ નિર્મલતા રે રતન સ્ફટિકતણી. તેમ જે જીવ સ્વભાવ । તે જિન વીરેરે ધર્મ પ્રકાશીઓ, પ્રબલ કષાય અભાવ ॥ શ્રી૦ ॥ ૧૭॥ જેમ તે રાતેરે ફુલે રાતડું, શ્યામ ફુલ- થીરે શ્યામ । પાપ પુણ્યથીરે તેમ જગ જીવને, રાગ દ્વેષ પરિણામ ॥ શ્રી૦ ॥ ૧૮ ॥ ધર્મ ન કહિએરે નિશ્ચે તેહને, જેહ વિભાવ વડ વ્યાધિ । પહેલે અંગેરે એણીપેરે ભાખિયું, કર્મે હોએ

ઉપાધિ ॥ શ્રી૦ ॥ ૧૯ ॥ જે જે અંશેરે નિરૂપાધિકપણું, તે તે જાણોરે ધર્મ । સમ્યક્દૃષ્ટિરે ગુણઠાણાથકી, જાવ લહે શિવશર્મ ॥ શ્રી૦ ॥ ૨૦ ॥ એમ જાણીનેરે જ્ઞાન દશા ભજી, રહીએ આપ સ્વરૂપ । પર પરણિતિથીરે ધર્મ ન છાંડિએ, નવિ પડિએ ભવ કૂપ ॥શ્રી૦॥૨૧॥

## ॥ ઢલ ત્રીજી ॥

॥ હવે રાણી પદમાવતી—એ દેશી ॥

જિહાં લગે આતમદ્રવ્યનું, લક્ષણ નવિ જાણ્યું । તિહાં લગે ગુણઠાણું ભલું, કેમ આવે તાણ્યું ॥ આતમતત્ત્વ વિચારીએ ॥ ૨૨ ॥ આતમ અજ્ઞાને કરી, જે ભવ દુઃખ લહીએ । આતમજ્ઞાને તે ટલે, એમ મન સદ્દહીએ ॥ આતમ૦ ॥ ૨૩ ॥ જ્ઞાનદશા જે આકરી, તેહ ચરણ વિચારો । નિર્વિકલ્પ ઉપયોગમાં, નહીં

કર્મનો ચારો ॥ આતમ૦ ॥ ૨૪ ॥ ભગવઇ અંગે ભાખિઓ, સામાયિક અર્થ ॥ સામાયિક પણ આતમા; ધરો સૂધો અર્થ ॥ આતમ૦ ॥ ૨૫ ॥ લોકસાર અધ્યયનમાં, સમકિત મુનિ ભાવે । મુનિભાવજ સમકિત કહ્યું, નિજ શુદ્ધ સ્વભાવે ॥ આ૦ ॥ ૨૬ ॥ કષ્ટ કરો સંજમ ધરો, ગાલો નિજ દેહ ॥ જ્ઞાનદશા વિણુ જીવને, નહીં દુઃખનો છેહ ॥ આ૦ ॥ ૨૭ ॥ બાહિર યતના બાપડા, કરતાં દુહવાએ । અંતર જતના જ્ઞાનની, નવિ તેણે થાએ ॥ આતમ૦॥૨૮॥ રાગ દ્વેષ મલ ગાળવા, ઉપશમ જલ ઝીલો । આતમ પરિણતિ આદરી, પર પરિણતિ પીલો ॥આ૦॥ ૨૯ ॥ હું એહનો એ માહરો, એ હું એણિ બુદ્ધિ । ચેતન જડતા અનુભવે, ન વિમાસે શુદ્ધિ ॥ આ૦ ॥ ૩૦ ॥ બાહિર દૃષ્ટિ દેખતાં, બાહિર મન ધાવે ।

અંતર દ્રષ્ટિ દેખતાં, અક્ષય પદ પાવે ॥ આ. તમ૦ ॥ ૩૧ ॥ ચરણ હોય લજ્જાદિકે, નવિ મનને ભંગે । ત્રીજે અધ્યયને કહ્યું, એમ પહેલે અંગે ॥ આતમ૦ ॥ ૩૨ ॥ અધ્યાતમ વિણુ જે ક્રિયા, તે તનુ મલ તોલે । મમકારાદિક યોગથી, એમ જ્ઞાની બોલે ॥ આતમ૦ ॥ ૩૩ ॥ હું કરતા પરભાવનો; એમ જેમ જેમ જાણે । તેમ તેમ અજ્ઞાની પડે નિજ કર્મને ઘાણે ॥ આતમ૦ ॥ ૩૪ ॥ પુદ્ગલ કર્માદિકતણો, કરતા વ્યવહારે । કરતા ચેતન કરમનો, નિશ્ચય સુવિચારે ॥ આતમ૦ ॥૩૫॥ કર્તા શુદ્ધ સ્વભાવનો, નય શુદ્ધે કહીએ । કર્તા પર પરિણામનો, બેઉ કિરિયા ગ્રહીએ ॥ આ૦ ॥ ૩૬ ॥

## ॥ ઢાલ ચોથી. ॥

॥ વીર મતી પ્રીતિ કારણી-એ દેશી. ॥

શિષ્ય કહે જો પરભાવનો, અકર્તા કહ્યો પ્રાણી । દાન હરણાદિક કેમ ઘટે, કહે સદ્‌ગુરૂ વાણી ॥ શુદ્ધ નય અર્થ મન ધારીએ ।-એ આંકણી ॥ ૩૭ ॥ ધર્મ નવિ દિએ નવા સુખ દિએ, પર જંતુને દેતો ॥ આપ સત્તા રહે આપમાં, એમ હૃદયમાં ચેતો ॥ શુ૦ ॥ ૩૮ ॥ જોગ વશે જે પુદ્‌ગલ ગ્રહ્યા, નવિ જીવનાં તેહ ॥ તેહથી જીવ છે જૂજૂએ, વલી જૂજૂઓ દેહ ॥ શુ૦ ॥ ૩૯ ॥ ભક્ત પાનાદિ પુદ્‌ગલ પ્રતે, ન દિએ છતિ વિના પોતે દાન હરણાદિ પરજંતુને, એમ નવિ ઘટે જોને ॥ શુ૦ ॥ ૪૦ ॥ દાન હરણાદિક અવસરે, શુભ અશુભ સંકલ્પે । દિએ હરે તું નિજ રૂપને મુખે અન્યથા જલ્પે ॥ શુ૦

॥ ૪૧ ॥ અન્યથા વચન અભિમાનથી, ફરી કર્મ તું બાંધે । જ્ઞાયક ભાવ જે એકલો, ગ્રહે તે સુખ સાધે ॥ શુ૦ ॥ ૪૨ ॥ શુભ અશુભ વસ્તુ સંકલ્પથી, ધરે જે નટ માયા । તેટલે સહજ સુખ અનુભવે, પ્રભુ આતમરાયા ॥ શુ૦ ॥ ૪૩ ॥ પર તણી આશ વિષ વેલડી, ફલે કર્મ બહુ ભાંતિ । જ્ઞાન દહને કરી તે દહે, હુ એ એક જે જાતિ ॥ શુ૦ ॥ ૪૪ ॥ રાગ દોષ રહિત એક જે, દયા શુદ્ધ તે પાલે, । પ્રથમ અંગે એમ ભાખિયું, નિજ શક્તિ અજુઆલે ॥ શુ૦ ॥ ૪૫ ॥ એકતા જ્ઞાન નિશ્ચય દયા, સુગુરૂ તેહને ભાખે । જેહ અવિકલ્પ ઉપયોગમાં, નિજ પ્રાણને રાખે ॥ શુ૦ ॥ ૪૬ ॥ જેહ રાખે પર પ્રાણને, દયા તાસ વ્યવહારે । નિજદયા વિણુ કહો પરદયા, હોએ કવણુ પ્રકારે ॥ શુ૦ ॥ ૪૭ ॥ લોકવિણુ જેમ નગર મેદની, જેમ જીવવિણુ

કાયા । રોકતેમ જ્ઞાનવિણ પરહયા, જિસી નટી તણી મ.યા ॥ શુ૦ ॥૪૮॥ સર્વ આચરમય પ્રવચને, ભણ્યો અનુભવ યોગ । તેહથી મુનિ વમે મોહને, વલી અરતિ રતિ શોગ ॥ શુ૦ ॥૪૯॥સૂત્ર અક્ષર પરાવર્ત્તના, સરસ શે-લડી દાખી । તાસ રસ અનુભવ ચાખીએ, જિહાં એક છે સાખી ॥ શુ૦ ॥ ૫૦ ॥ આ-તમરામ અનુભવ ભજો, તજો પરતણી માયા । એહ છે સાર જિન વચનનો, વલી એહ શિવછાયા ॥ શુ૦ ॥૫૧॥

---

## ॥ ઢાલ પાચમી ॥

---

પ્રભુ ચિત્ત ધરીને અવધારો મુજ વાત-એ દેશી.

એમ નિશ્ચય નય સાંભલીજી, બોલે એક અજાણ । આદરશુ અમે જ્ઞાનનેજી, શું કીજે પચ્ચખાણ ॥ સોભાગી જિન સીમંધર સુણો ।

૧૨૭૮૯



વાત ॥૫૨। કિરિયા ઉથાપી કરીજી, છાંડી તેણે લાજ। નવિ જાણે તે ઉપજેજી, કારણ વિણુ નવિ કાજ ॥ સો૦ ॥ ૫૩ ॥ નિશ્ચય નય અવલંબતાજી, નવિ જાણે તસ મર્મ ; છોડે જે વ્યવહારનેજી, લોપે તે જિન ધર્મ ॥ સો૦ ॥ ૫૪ ॥ નિશ્ચય દ્દષ્ટિ હૃદય ધરીજી, પાલે જે વ્યવહાર। પુણ્યવંત તે પામશેજી, ભવસમુદ્રનો પાર ॥ સો૦ ॥ ૫૫ ॥ તુરંગ ચઢી જેમ પામિએજી, વેગે પુરનો પંથ। માર્ગ તેમ શિવનો લહેજી, વ્યવહારે નિગ્રંથ ॥ સે૦ ॥ ૫૬ ॥ મહેલ ચઢતાં જેમ નહીંજી, તેહ તુઃઅ્ં કાજ। સકલ નહીં નિશ્ચય લહેજી, તેમ તનુ કિરિયા સાજ ॥ સો૦ ॥ ૫૭ ॥ નિશ્ચય નવિ પામી શકેજી, પલે નવિ વ્યવહાર। પુણ્યરહિત જે એહવાજી, તેહનો કુણ આધાર ॥ સો૦ ॥ ૫૮ ॥ હેમ પરિક્ષા જેમ હુએજી, સહત

હુતાશન તાપ । જ્ઞાન દશા તેમ પરખીએજી, જિહાં બહું ક્રિરિયા વ્યાપ ॥ સો૦ ॥ ૫૯ ॥ આલંબન વિણુ જેમ પડેજી, પામી વિષમી વાટ । મુગ્ધ પડે ભવકુપામાંજી, તેમ વિણુ ક્રિરિયા ઘાટ ॥ સો૦ ॥ ૬૦ ॥ ચરિત ભણી બહુ લોકમાંજી, ભરતાદિકનાં જેહ । લોપે શુભ વ્યવહારનેજી, બોધિ હણે નિજ તેહ ॥ સો૦ ॥ ૬૧ ॥ બહુ દલ દીસે જીવનાંજી વ્યવહારે શિવયોગ । છીંડી તાકે પાધરોજી છોડી પંથ અયોગ ॥ સો૦ ॥ ૬૨ ॥ આવશ્યકમાંહે ભાખિઓજી, એહજ અર્થ વિચાર । ફલ સંશય પણ જાણતાંજી, જાણીજે સંસાર ॥ સો૦ ॥ ૬૩ ॥

॥ ઢાલ છઠ્ઠી. ॥



મુનિં મન સરોવર હંસલો અથવા ઋષભનો વંશ રયણાયરૂ—એ દેશી.

અવર ઇસ્યો નય સાંભલી, એક ગ્રહે

વ્યવહારોરે । મર્મ દ્વિવિધ તસ નવિ લહે, શુદ્ધ અશુદ્ધ વિચારોરે ॥ ૬૪ ॥ તુજ વિણ ગતિ નહીં જંતુને, તું જગ જંતુનો દીવોરે । જીવીએ તુંજ અવલંબને, તું સાહેબ ચીર જીવોરે ॥ તુજ ॥ ૬૫ ॥ જેહ ન આ ગમ વારીઓ, દીસે અશઠ આચારોરે । તેહજ બુધ બહુ માનિઓ, શુદ્ધ કહ્યો વ્યવહારોરે ॥ તુજ૦ ॥ ૬૬ ॥ જેહમાં નિજ મતિ કલ્પના જેહથી નવિ ભવ પારો રે । અંધ પરંપરા બાંધિઓ, તેહ અશુધ્ધ આચારોરે ॥ તુજ૦ ॥ ૬૭ ॥ શિથિલ વિ-હારીએ આચરયાં, આલંબન જે કુંડારે । નિયત વાસાદિક સાધુને, તે નવિ જાણીએ રૂડાંરે ॥ તુ૦ ॥ ૬૮ ॥ આજ ન ચરણ છે આકરૂં, સંહનનાદિક દોષેરે । એમ નિજ અવગુણ ઓલવી, કુમતિ કદાગ્રહ પોષેરે ॥ ॥ તુ૦ ॥ ૬૯ ॥ ઉત્તર ગુણમાંહે હીણડા;

ગુરૂ કાલાદિક પાખેરે । મુલ ગુણે નહી હીણુડા. એમ પંચાશક ભાખેરે ॥ તુ० ॥ ૭૦ ॥ પરિગ્રહ ગ્રહ વશ લિંગીયા, લેઇ કુમતિ રજ માથેરે । નિજ ગુણ પર અવગુણ લવે, ઇંદ્રિય વૃષભ નવિ નાથેરે ॥ તુ० ॥ ૭૧ ॥ નાણરહિત હિત પરિહરી, નિજ દંસણ ગુણ લુસેરે । મુનિજનના ગુણ સાંભળી, તેહ અનારજ રૂસેરે ॥ તુજ० ॥ ૭૨ ॥ અણુસમ દોષ જે પરતણો, મેરૂસમાન તે બોલેરે । જેહસું પાપની ગોઠડી, તેહસું હિયડલું ખોલેરે ॥ તુજ० ॥ ૭૩ ॥ સૂત્ર વિરૂદ્ધ જે આચરે, થાપે અવિધિના ચાલારે । તે અતિ નિબિડ મિથ્યામતિ । બોલે ઉપદેશમાલારે ॥ ॥ તુજ० ॥ ૭૪ ॥ પામર જન પણ નવિ કહે, સહસા જુઠ સશૂકોરે । જૂઠ કહે મુનિ વેષ જે, તે પરમારથ ચુકોરે ॥ તુજ०॥૭૫॥ નિર્દય હૃદય છ કાયમાં, જે મુનિવેષે પ્રવર્તેરે ।

ગૃહી યતિ ધર્મથી બાહેરા, તે નિર્ધન ગતિ વર્તેરે ॥ તુજ૦ ॥ ૭૬ ॥ સાધુસંગતિ જિન-પૂજના, દાનાદિક શુભ કર્મરે । શ્રાવક જન કહ્યો અતિ ભલો, નહિ મુનિવેષે અધર્મરે ॥ તુજ૦ ॥ ૭૭ ॥ કેવલ લિંગધરી તણો, જે વ્યવહાર અશુદ્ધોરે । આદરીએ નવિ સર્વથા જાણી ધર્મ વિરૂદ્ધોરે ॥ તુજ૦ ॥ ૭૮ ॥

——()о::о()——

## ॥ ઢાલ સાતમી ॥



આગે પુરવ વાર નવાણુંએ દેશી ॥

જે મુનિવેષ શકે નવિ છંડી, ચરણ કરણ ગુણહીણાજી । તે પણ મારગ માંહે દાખ્યા, મુનિગુણ પક્ષે લીણાજી ॥ મૃષાવાદ ભવકારણ જાણી, મારગ શુદ્ધ પ્રરૂપેજી । વંદે નવિ વંદાવે મુનિને, આપ થઈ નિજ રૂપેજી ॥ ૭૯ મુનિ ગુણ રાગે પુરા શૂરા,

જે જે જયણા પાલેજી તે તેહથી શુભ ભાવ લહીને, કર્મ આપણા ટાલેજી ॥ આપ હીનતા જે મુનિ ભાખે, માન સાંકડે લોકેજી। એ દુર્દ્ધર વ્રત એહનું દાખ્યું, જે નવિ ફૂલે ફોકેજી ॥ ૮૦ ॥ પ્રથમ સાધુ બીજો વર શ્રાવક ત્રીજો સંવેગ પાખીજી। એ ત્રણે શિવ મારગ કહીએ, જિહાં છે પ્રવચન સાખીજી ॥ શેષ ત્રણ ભવ મારગ કહીએ, કુમત કદાગ્રહ ભરિયાજી। ગૃહિ યતિ લિંગ કુલિંગે લખીએ; સકલ દોષના દરિયાજી ॥ ૮૧ ॥ જે વ્યવહાર મુગતિ મારગમાં, ગુણઠાણાને લેખેજી। અનુક્રમે ગુણશ્રેણીનું ચઢવું, તેહજ જિનવર દેખેજી ॥ જે પણ દ્રવ્યક્રિયા પ્રતિપાલે, તે પણ સન્મુખ ભાવેજી। શુકલબીજની ચંદ્રકલા જેમ પુર્ણ ભાવમાં આવેજી ॥ ૮૨ ॥ તે કારણ લજાદિકથી પણ, શીલ ધરે જે પ્રાણીજી। ધન્ય તેહ કૃતપુણ્યકૃતા-

રથ, મહાનિસીથે વાણીજી ॥ એ વ્યવહારને મન ધારો, નિશ્ચયનય મત દાખ્યુંજી । પ્રથમ અંગમાં વિતિગિચ્છાએ, ભાવ ચરણ નવિ ભાખ્યુંજી ॥ ૮૩ ॥

## ॥ ઢાલ આઠમી ॥

॥ ચોપાઇની દેશી એ. ॥

અવર એક ભાખે આચાર, દયા માત્ર શુદ્ધજ વ્યવહાર । જે બોલો તેહજ ઉત્થાપે, શુદ્ધ કરું હું મુખ ઇમ જપે ॥ ૮૪ જિનપૂજાદિક શુભ વ્યાપાર, તે માને આરંભ અપાર । નવિ જાણે ઉતરતાં નઇ, મુનિને જીવદયા કયાં ગઇ ॥ ૮૫ ॥ જો ઉતરતાં મુનિને નદી, વિધિ જોગે નવિ હિંસા વદી । તો વિધિ જોગે જિન પૂજના, શિવ કારણ મત ભૂલો જના ॥ ૮૬ ॥ વિષયારંભતણો

જ્યાં ત્યાગ, તેહથી લહિએ ભવજલતા-મ । જિનપૂજામાં શુભ ભાવથી, વિષયારંભ તણો ભય નથી ॥ ૮૭ ॥ સામાયિક પ્રમુખે શુભ ભાવ, યદ્યપિ લહિએ ભવજલ નાવ । તોપણ જિનપૂજાએ સાર, જિનનો વિનય કહ્યો ઉપચાર ॥ ૮૮ ॥ આરંભાદિક શંકા ધરી, જો જિનરાજ ભક્તિ પરિહરી । દાન માન વંદન આદેશ, તો તુજ સઘળો ગાઠયો કલેશ ॥ ૮૯ ॥ સ્વરૂપથી દીસે સાવદ્ય, અનુબંધે પૂજા નિર્વદ્ય । જે કારણ જિનગુણ બહુ માન, જે અવસરે વર્તે શુભ ધ્યાન ॥ ૯૦ ॥ જિનવર પૂજા દેખી કરી, ભવિયણ ભાવે ભવજલ તરી । છકાયના રક્ષક હો વલી, એહ ભાવ જાણે કેવલી ॥ ૯૧ ॥ જલ તરતાં જલ ઉપર યથા, મુનિને દયા ન હોએ વૃથા, । પુષ્પાદિક ઉપર તિમ જાણ, પુષ્પાદિક પૂજાને ઠાણ ॥ ૯૨ ॥ તો મુનિને

નહીં કિમ પુજના, એમ તું શું ચિંતે શુભ મન! । રોગીને ઓષધ સમ એહ, નિરોગી છે મુનિવર દેહ ॥ ૯૩ ॥

॥ ઢાળ નવમી ॥

પ્રથમ ગોવાલાતણે ભવેજી ॥ એ દેશી ॥

ભાવસ્તવ મુનિને ભલોજી, બેઉ ભેદ ગૃહી ધાર, । ત્રીજે અધ્યયને કહ્યોજી, મહાનિશીથ મઝાર ॥ સુણો જિન તુઝ વિણુ કવણુ આધાર ॥ એ આંકણી ॥ ૯૪ ॥ વલી તિહાં ફલ દખિયુંજી, દ્રવ્યસ્તવનું રે સાર । સ્વર્ગ બારમું ગેહિનેજી, એમ દાનદિક ચાર ॥ ॥ સુણો૦ ॥ ૯૫ ॥ છઠે અંગે દ્રૌપદીજી, જિનપ્રતિમા પુજેય । સૂરિયાભપરે ભાવથીજી, એમ જિનવર કહેય ॥ સુણો૦ ॥ ૯૬ ॥ નારદ આવ્યે નવિ થઈજી ઉભી તેહ સુજાણુ ।

તે કારણ તે શ્રાવિકાજી, ભાખે આલ અજાણ ॥ શુણો૦ ॥ ૯૭ ॥ જિનપ્રતિમા આગલ કહ્યોજી, શક્રસ્તવ તેણે નાર । જાણે-કુણ વિણ શ્રાવિકાજી, એહ વિધ હૃદય વિચાર શુણો૦ ॥ ૯૮ ॥ પુજે જિન પ્રતિમા પ્રતેજી, સૂરિયાભ સુરરાય । વાંચી પુસ્તક રત્નનાંજી, લેઇ ધર્મ વ્યવસાય ॥શુણો૦॥૯૯॥ રાયપસેણી સૂત્રમાંજી, મોહોટો એહ પ્રબંધ । એહ વચન અણુમાનતાંજી. કરે કરમનો બંધ ॥ શુણો૦ ॥ ૧૦૦ ॥ વિજય દેવ વકતવ્યતજી, જીવાભિગમેરે એમ । જો થિતિ છે એ સુરતણીજી, તો જિનગુણ શુતિ કેમ ॥ ॥ શુણો૦ ॥ ૧૦૧ ॥ સિદ્ધાર્થ રાયે કરયાજી, યાગ અનેક પ્રકાર । કલ્પસુત્રે એમ ભાખિયુંજી, તે જિનપુજા સાર ॥ શુણો૦ ॥ ॥ ૧૦૨ ॥ શ્રમણોપાસક તે કહયાજી, પહેલા અંગ મઝાર । યાગ અનેરા નવિ કરેજી, તે

જાણો નિરધાર ॥ શુણો૦ ૧૦૩ ॥ એમ અનેક સૂત્રે ભણ્યુંજી, જિનપૂજા ગૃહિકૃત્ય । જે નવિ માને તે સહીજી, કરશે બહુ ભવ નૃત્ય ॥ શુણો૦ ॥ ૧૦૪ ॥

---

## ॥ ઢાલ દશમી. ॥



॥ જંબુદ્વીપ સંઘા સા સુરસંઘા । અથવા એણે પુર કંબલ કોઈ ન લેસી—એ દેશી ॥

અવર કહે પૂજાદિક ઠામે, પુણ્યબંધ છે શુભ પરિણામે । ધર્મ ઈહાં નવિ કોઇ દીસે, જેમ વ્રત પરિણામે મન હીસે ॥ ૧૦૫ નિશ્ચય ધર્મ ન તેણે જાણ્યો, જે શૈલીથી અંત વખાણ્યો । ધર્મ અધર્મ તણો ક્ષય કારી, શિવ સુખ દેજે ભવ જલ તારી ॥ ૧૦૬ ॥ તસ સાધન તું જે જે દેખે, નિજ નિજ ગુણઠાણાને લેખે । તેહ ધરમ વ્યવહારે

જાણો, હારજ કારણ એક પ્રમાણો ॥ ૧૦૭ ॥
એવંભુત રણો મત ભાખ્યો, શુદ્ધ દ્રવ્ય નય
એમ વલિ દાખ્યો । નિજ સ્વભાવ પરણુતિ
તે ધર્મ, જે વિભાવ તે ભાવજ કર્મ ॥૧૦૮॥
ધર્મ શુદ્ધ ઉપયોગ સ્વભાવે, પુણ્ય પાપ શુભ
અશુભ વિભાવે । ધર્મ હેતુ વ્યવહારજ ધર્મ,
નિજ સ્વભાવ પરણુતિનો મર્મ ॥ ૧૦૯ ॥
શુભયોગે દ્રવ્યાશ્રવ થાય, નિજ પરિણામે ન
ધર્મ હણાય । યાવત્ યોગ ક્રિયા નહીં થંભી,
તાવત્ જીવ છે યોગારંભી ॥ ૧૧૦ ॥ મલિ-
નારંભ કરેજે ક્રિરિયા, અસદારંભ તજીને
તરિયા । વિષય કષ.યાદિકને ત્યાગે, ધર્મ
મતિ રહીએ શુભ માગે ॥ ૧૧૧ ॥ સ્વર્ગ
હેતુ જો પુણ્ય કહીજે, તો સરાગ સંયમ પણુ
લહીજે । બહું રાગે જે જિનવર પુજે,
તસ મુનિની પરે પાતક ધુજે ॥ ૧૧૨ ॥
ભાવસ્તવ એહથી પામી જે; દ્રવ્યસ્તવ એ તેણે

કહીજે ॥ દ્રવ્ય શબ્દ છે કારણ વાચી, ભમે
મ ભુલો કર્મનિકાચી ॥ ૧૧૩ ॥

## ॥ ઢાલ અગીયારમી. ॥

॥ દાન ઉલટ ધરી દીજીએ-એ દેશી ॥

કુમતિ એમ સકલ દૂરે કરી, ધારીએ ધર્મની રીતરે । હારીએ નવિ પ્રભુ બલ થકી, પામીએ જગતમાં જીતરે ॥ સ્વામી સીમંધર તું જયો ॥ એ આંકણી ॥ ૧૧૪ ॥ ભાવ જાણો સકલ જંતુના, ભવ થકી દાસને રાખરે । બોલિયા બોલ જે તે ગણું, સફલ જો છે તુજ સાખરે ॥ સ્વામી૦ ॥ ૧૧૫ ॥ એક છે રાગ તુજ ઉપરે, તેહ મુજ શિવતરૂ
નવિ ગણું તુજ પરે અવરને, જો મિલે સુર નર વૃંદરે ॥ સ્વામી૦ ॥ ૧૧૬ ॥ તુજ વિના મેં બહુ દુઃખ લહ્યાં, તુજ

કેમ હોયરે । મેહુ વિણુ મોરૂ માચે નહીં, મેહ દેખી માચે સોયરે ॥ સ્વામી૦ ॥ ૧૧૭ ॥ મનથકી મિલન મેં તુજ કિયો, ચરણુ તુજ ભેટવા સાંઇરે । કીજિએ જતન જિન એ વિના, અવર ન વાછિએ કાંઇરે ॥ સ્વામી૦ ॥ ૧૧૮ ॥ તુજ વચન રાગ સુખ આગલે, નવિ ગણું સુર નર શર્મરે । કોડી જો કપટ કોઇ દાખવે, નવિ તજું તોએ તુજ ધર્મરે ॥ સ્વામી૦ ॥ ૧૧૯ ॥ તું મુજ હૃદયગિરિમાં વસે, સિંહ જો પરમ નિરીહરે । કુમત માતંગના જુથથી, તો કશી પ્રભુ મુજ બીહરે ॥સ્વામી૦॥ ૧૨૦ ॥ કોડી છે દાસ પ્રભુ તાહરે, માહરે દેવ તું એકરે । કીજિએ સાર સેવક તણી, એ તુજ ઉચિત વિવેકરે ॥ સ્વામી૦ ॥ ૧૨૧ ॥ ભક્તિ ભાવે ઇસ્યું ભાખીએ, રાખીએ એહ મનમાંહીરે । દાસનાં ભવ દુઃખ વારિએ, તારિએ સો ગ્રહી બાંહીરે ॥ સ્વામી૦ ॥ ૧૨૨ ॥ બાલ જેમ

તાત આગલ કહે, વિનવું હું તેમ તુજરે । ઉચિત જાણો તેમ આચરૂં, નવિ રહયો તુજ કિશ્યું ગુજરે ॥ સ્વામી૦ ॥ ૧૨૩ ॥ મુજ હોજો ચિત્ત શુભ ભાવથી ભવ ભવ તાહરી સેવરે । યાચિએ કોડી યતને કરી, એહ તુજ આગલે દેવરે ॥સ્વામી૦॥૧૨૪॥

॥ કલશ ॥

હરિગીત છંદ.

ઇમ સકલ સુખકર દુરિત ભયહર, વિમલ લક્ષણ ગુણધરો પ્રભુ અજર અમર નરિંદ વંદિત, વિનવ્યો સીમંધરો ॥ નિજ નાદ તર્જિત મેઘ ગર્જિત, ધૈર્ય નિર્જિત મંદરો । શ્રી નયવિજય બુધ ચરણ સેવક, જશવિજય બુધ જય કરો ॥સ્વામી૦॥૧૨૫॥

ઇતિ શ્રીમન્મહોપાધ્યાયગણિ શ્રી યશોવિજયજીકૃત સીમંધર જિન સવાસો ગાથાનું સ્તવન સંપૂર્ણમ્.

# અથશ્રી શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયકૃત વીરસ્તુતિરૂપ હુંડીનું સ્તવન પ્રારંભ.

॥ ઢાલ ૧ લી ॥



॥ ભાવિકા સિદ્ધચક્રપદ વંદો—એ દેશી ॥

પ્રણમી શ્રીગુરૂના પયપંકજ, થુણશું વીર જિણંદ । ઠવણ નિક્ષેપ પ્રમાણ પંચાંગી, પરખી લહું આણંદરે ॥ જિનજી તુજ આણા શિર વહિએ, તુજ શાસન નય શુદ્ધ પરૂપણ । ગુણથી શિવસુખ લહિએરે ॥ જિ૦ ॥ ૧ ॥ શ્રી અનુયોગ દુવારે ભાખ્યા, ચાર નિક્ષેપ ।

સાર । ચાર સત્ય દશસત્યા ભાખ્યા, ઠાણાંગે નિરધારરે ॥ જિનજી ॥તુ૦॥૨॥ જાપ ધ્યાન ક્રિયામાંહી આવે. તેહ સત્ય કરી જાણું ॥ શ્રી આવસ્યક સૂત્ર પ્રમાણે, જિગતે તેહ વખાણું રે ॥ જિ૦ ॥ તુ૦ ૩ ॥ ચોવીશત્થયમાંહી નિક્ષેપા, નામ દ્રવ્ય દોય લાવું ॥ કાઉસગ્ગ આલાવે ઠવણા, ભાવ તે અર્થે લાવું રે ॥ જિ૦ ॥ તુ૦૪ ॥ પુસ્તક લિખિત સકલ જિમ આગમ. તિમ આવસ્યક એહ । ભગવઈ નંદી સાખે સમ્મત, તેહમાં નહી સંદેહરે ॥ જિ૦ ॥ તુ૦ ૫ ॥ સૂત્ર આવસ્યક જે ઘરઘરનું, કહેશે તે અજ્ઞાની । પુસ્તક અરથ પરંપર આવ્યું, માને તેહજ જ્ઞાનીરે ॥ જિ૦ ॥ તુ૦ ૬ ॥ બંભીલિપિ કરી સુધરહેવે, પ્રણમી ભગવઈ આદે । જ્ઞાનતણી તે ઠવણા અથવા, દ્રવ્યશ્રુત આસ્વાદેરે ॥ જિ૦ ॥ તુ૦ ૭॥ ભેદ અઢારજ બંભીલિપિના, સમવાયાંગે

દીઠા । શુદ્ધ અરથ મરડી ભવ બહુલા, ભમશે કુમતિ ધીકારે ॥ જિ૦ ॥ તુ૦ ૮ ॥ બંભી લિપિ જો તેહનો કરતા, તો લેખક પણ આવે । ગુરૂઆણા વિણુ અરથ કરે જે, તેહનો બોલ ન ભાવેરે ॥ જિ૦ ॥ તુ૦ ૯ ॥ જિન વાણી પણ દ્રવ્યશ્રુત છે, નંદીસૂત્રને લેખે । જિમ તે તિમ બંભીલિપિ નમિયે, ભાવ તે દ્રવ્ય વિશેષરે ॥ જિ૦ ॥ તુ૦ ૧૦ ॥ જેમ અજીવ સંયમનું સાધન, જ્ઞાનાદિકનું તેમ । શુદ્ધભાવ આરોપે વિધિશું. તેહને સઘલે ખેમરે ॥ જિ૦ ॥ તુ૦ ૧૧ ॥ શુદ્ધભાવ જેહનો છે તેહના ચાર નિક્ષેપા સાચા । જેહમાં ભાવ અશુદ્ધ છે તેહનં, એક કાચે સવિ કાચારે ॥ જિ૦ ॥ તુ૦ ૧૨ ॥ દશ વૈકાલિકે દૂષણ દાખ્યું. નારી ચિત્રને ઠામે । તો કેમ જિનપ્રતિમા દેખીને; ગુણ નવિ હોય પરિણામેરે જિ૦ ॥ તુ૦ ૧૩ ॥

રૂચકદ્વીપે એક ડગલે જાતાં, પડિમા નમિય આણંદો આવતાં એક ડગલે નંદીસરે, બીજે ઈહાં જિન વંદેરે ॥ જિ૦ ॥ તુ૦ ૧૪ ॥ ત્રિછી ગતિએ ;ભગવઈ ભાખી, જંઘાચારણ કેરી । પંડગવન નંદન ઈહાં પડિમા, ઊર્ધ્વ નમે ઘણેરીરે ॥ જિ૦ ॥ તુ૦ ॥ ૧૫ ॥ વિદ્યાચારણ તે એક ડગલે, માનુષોત્તરે જાય । બીજો નંદીસરે જિનપ્રતિમા, પ્રણમી પ્રમુદિત થાયરે ॥ જિ૦ ॥ તુ૦ ૧૬ ॥ તિહાંથી પડિમા વંદણ કારણ, એક ડગલે ઈહાં આવે । ઊર્ધ્વ-પણે જાતાં બે ડગલે; આવતાં એક સ્વભાવેરે જિ૦ ॥ તુ૦ ૧૭ ॥ શતકવીશમે નવમ ઉદ્દેશે, પ્રતિમા મુનિવર વંદી । ઈમ દેખીને અવળા ભાંજે; તસ મતિ કુમતિ ફંદીરે ॥ જિ૦ ॥ તુ૦ ૧૮ ॥ આલોઅણનું ઠાણું કહ્યું જે । તેહ પ્રમાદ ગતિ કેરો ॥ લીર ગતિ જે જાત્ર વિચાલે । રહે તે એહ ઘણેરોરે ॥ જિ૦

તુ૦ ॥ ૧૯ ॥ કરી ગોચરી જિમ આલોએ । દશ વૈકાલિક સાખે ॥ તિમ એ ઠામ પ્રમાદ આલોએ । નહીં દોષ તે પાખેરે ॥ જિ૦ તુ૦ ૨૦ ॥ કહે કોઈ એ કહેવા માત્રજ । કોઇ ન ગયો નવિ જાશે ॥ નહીં તો લવણ શિખા માંહે જાતાં । કેમ આરાધક થાશેરે ? ॥ જિ૦ ॥ તુ૦ ૨૧ ॥ સત્તર સહસ્ત્ર જોયણ જઈ ઉંચા । ચારણ તીર્છા ચાલે ॥ સમવાયાંગે પ્રગટ પાઠ એ । શું કુમતિ ભ્રમ ઘાલેર ? ॥ જિ૦ જિ૦ ॥ તુ૦ ૨૨ ॥ ચૈત્યશબ્દનો જ્ઞાન અરથ તો । કહો કરવો કુણ હેતે ॥ જ્ઞાન એકનેચૈત્ય ઘણાં છે । ભૂલે જડ સંકેતેરે ॥ જિ૦ ॥ તુ૦ ૨૩॥ રૂચકાદીકના ચૈત્ય નમ્યા તે । સાસય પડીમા કહીએ ॥ જેહ ઈહાંના તેહ અશાશ્વત । બે-ઉમાં ભેદ ન લહીએરે ॥ જિ૦ ॥ તુ૦॥૨૪॥ જે ઉપર સાહેબ તુજ કરૂણા । શુધ્ધ અરથ તે ભાખે ॥ તુજ આગમનો શુદ્ધ પરૂપક । સુ-જશ અમીયરસ ચાખેરે ॥ જિ૦ ॥ તુ૦ ૨૫ ॥

## ઢાલ બીજી.

મહા વિદેહ ક્ષેત્ર સોહામણું—એ દેશી.

તુજ આણા મુજ મન વસી; જિહાં જિનપ્રતિમા સુવિચાર; લાલરે । રાયપસેણી સૂત્રમાં, સુરિઆભતણો અધિકાર; લાલરે ॥ ॥ તુજ૦ ૧ ॥ તે સુર અભિનવ ઉપન્યો, પુછે સાંમાયિક દેવ; લાલરે । શું મુજ પુરવ ને પછી, હિતકારી કહો તતખેવ; લાલરે ॥ ॥ તુજ૦ ૨ ॥ તે કહે એહ વિમાનમાં, જિનપડિમા દાઢા જેહ; લાલરે । તેહની તમે પુજા કરો, પુર્વ પચ્છા હિત એહ; લાલરે ॥ તુજ૦ ॥ ૩ ॥ પુરવ પચ્છા શબ્દથી, નિત્ય કરણું જાણે સોય; લાલરે । સમકિત દ્દષ્ટિ સદ્દહે, તે દ્રવ્યથકી કેમ હોય? લાલરે ॥ તુજ૦ ॥ ૪ ॥ દ્રવ્યથકી જે પુજીયાં; પ્રહરણ કોશાદિ અનેક; લાલરે । તેહથી બેઉ જુદાં કહ્યાં, એ તો સાચો ભાવ વિવેક; લાલરે ॥ તુજ૦ ૫ ॥ ચક્રરયણ જિણ નાણની;

પૂજા જે ભરતે કીધ; લાલરે । જયમ તે ત્યમ અંતર ઈંહાં, સમકિત દૃષ્ટિ સુપ્રસિધ્ધ; લાલરે ॥ તુજ૦ ૬॥ પહેલે ભવ પુરવ કહે, જ્ઞાતા દુર્દર સંબંધ; લાલરે । પચ્છા કડુઅ વિષય કહ્યા, વલી મૃગાપુત્ર પ્રબંધ; લાલરે ॥ તુજ૦ ૭ ॥ આગમેસીભદ્રા કહ્યા, અર્ઈકુંઈ કલ્લાણા દેવ; લાલરે । તસ પૂરવ પચ્છા કહે, ત્રિહું કાલે હિત જિન સેવ; લાલરે ॥ તુજ૦ ૮ ॥ જસ પુરવ પચ્છા નહીં, મધ્યે પણ તસ સંદેહ; લાલરે । એમ પહેલે અંગે કહ્યું, છે સૂધો અર્થ-તે એહ; લાલરે ॥ તુજ૦ ૯ ॥ પચ્છા પેચ્યા શબ્દનો; જે ફેર કહે તે દુઠ; લાલરે । શબ્દ તણી રચના ઘણી, પણ અરથ એક છે પુઠ; લાલરે ॥ તુજ૦ ૧૦ ॥ વાંચી પુસ્તક રત્નનાં, હવે લેઈ ધરમ વ્યવસાય; લાલરે । સિધ્ધાયતને તે ગયા, જિહાં દેવછં-

હનો ઠ.ય ॥ લાલરે ॥ તુ૦ ॥ ૧૧ ॥ જિન-
પ્રતિમા દેખી કરી, કરે થિર પ્રણામ શુભબીજ;
લાલરે પુષ્પ માલ્ય ચુર્ણે કરી, વસ્ત્રાભરણે વલી
પૂજ ॥ લાલરે ॥ તુ૦ ॥ ૧૨ ॥ ફુલ પગર આગે
કરી, આલેખે મંગળ આઠ, લાલરે। ધૂપ દેઈ
કાવ્ય સ્તવી કરે શક્રસ્તવનો ;પાઠ ॥ લાલરે
॥ તુ૦ ॥ ૧૩ ॥ જેહના સ્વમુખે જિન કહે,
ભવસિદ્ધિ પ્રમુખ છ બોલ; લાલરે। તાસ
ભગતિ જિનપૂજના, નવિ માને તેહ નિટોલ
॥ લાલરે ॥ તુ૦ ॥ ૧૪ ॥ પ્રભુ આગલ
નાટક કર્યું, ભગતિ સૂરિયાભને સાર;
લાલરે। ભગતિતણાં ફલ શુભ કહ્યાં, શ્રી
ઉત્તરાધ્યયન મોઝાર, લાલરે ॥ તુ૦ ॥ ૧૫ ॥
અંગ ઉપાંગે ઘણે કહી, એમ દેવ દેવીની ભકિત;
લાલરે। આરાધકતા તેણે થઈ, મેં હાં તામલી
ઇંદ્રની યુકિત; લાલરે ॥ તુ૦ ॥ ૧૬ ॥ ભકિત
જીનધર્મે કરી, લીએ દાઢા અવર જીન અંગ,

લાલરે । શ્રૂમ રચે સુર ત્રણ તે, કહે જંબૂપન્નત્તી ચંગ; લાલરે ॥ તુ૦ ॥ ॥ ૧૭ ॥ શતક દશમે અંગ પાંચમે, ઉદ્દેશે છઠ્ઠે ઈંદ; લાલરે । નાટ તણી આશાતના, ટાલે જિનગ આતે મંદ; લાલરે ॥ તુ૦ ॥ ૧૮ ॥ સમકિતદ્રષ્ટિ સુર તણી । આશાતના કરશે જેહ ॥ લાલરે ॥ દુર્લભબોધિ તે થશે । ઠાણાંગે ભાખ્યું એહ ॥ લાલરે ॥ તુ૦ ॥ ૧૯ ॥ તેહને જશ બોલે કહ્યું । વલી સુલભ બોધિત થાય ॥ લાલરે ॥ તેણે પુજાદિક તેહનાં । કરણી શિવ હેતુ કહાય ॥ લાલરે ॥ તુ૦ ॥ ૨૦ ॥ તપ સંયમ તરૂસમ કહ્યાં । ફલસમ તે સુર શિવ શર્મ ॥ લાલરે ॥ સુરકરણી માને નહીં । નવિ જાણ્યો તેણે એ મર્મ ॥ લાલરે ॥ તુ૦ ॥ ૨૧ ॥ દશવૈકાલિક નર થકી । સુર અધિક વિવેક જણાય ॥ લાલરે ॥ દ્રવ્યસ્તવ તો તેણે કર્યાં । માને તસ સુજશ ગવાય ॥ લાલરે ॥ તુ૦ ॥ ૨૨ ॥

---

## ઢાલ ૩ જી

॥ રૂષભનો વંશરયણાયરૂ એ દેશી ॥

શાસન તાહરૂં અતિ ભલું । જગ નહીં કોઈ તસ સરખું રે ॥ તેમ તેમ રાગ ઘણો વધે । જેમ જેમ જુગતિ શું પરખુરે ॥ શા૦ ॥ ૧ ॥ શ્રી અરિહંત અને તેહનાં । ચૈત્ય નમું ન અનેરાંરે ॥ અંબડ ને તસ શિષ્યનાં । વચન ઉવવાઈ ઘણેરાંરે ॥ શા૦ ॥ ૨ ॥ ચૈત્ય શબ્દ તણો અરથ તે । પ્રતિમા નહી કોઈ બીજોરે ॥ જેહ દેખી ગુણ ચિંતિએ । તેહજ ચૈત્ય પતીજોરે ॥ શા૦ ॥ ૩ ॥ એમજ આણાવે આણંદ ને । જિનપ્રતિમા નતિ દીસેરે ॥ સસમ અંગના અર્થછી । તે નમતાં મન હીંસેરે ॥ શા૦ ॥ ૪ ॥ પરતીર્થી સુર તેહની । પ્રતિમાની નતિ વારીરે ॥ તેણે મુનિ જિન પ્રતિમા તણી । વંદન નતિ નિરાધારીરે ॥ શા૦ ॥ ૫ ॥ પરતીર્થીએ જે પરિગ્રહ્યા મુનિ તે તો પરતી-

થીંરે ॥ ત્રણ શરણ માંહે ચૈત્ય તે । કહે પ્રતિમા શિવ અર્થીંરે ॥ શા૦ ॥ ૬ ॥ જ્ઞાન કહ્યું પ્રતિમા પ્રત્યે । એમ કહે જે છત્ર હેરીરે ॥ ઉત્તર તાસ સંભવ તણી । શૈલી છે સૂત્ર કેરીરે ॥ શા૦ ૭ ॥ દશવિધ બહુવિધ જ્યમ કહ્યું । વૈયાવચ્ચ જહુ જોગેરે । દશમે તે અંગે તથા ઈહાં । જોડીએ નય ઉપયોગેરે ॥ શા૦ ॥ ૮ ॥ સાધુને જિન પ્રતિમા તણું । વૈયાવચ્ચ ત્યહાં બોલ્યુંરે ॥ એહ અરથ થકી કુમતિનું । હિયડું કાંઇ ન ખોલ્યુંરે ॥ શા૦ ॥ ૯ ॥ સંઘ તણી જે થાપના । વૈયાવચ્ચ જસ વાદોરે ॥ જાણીએ જિનપ્રતિમાતણું । તેમ ઈહાં કવણ વિવાદોરે ॥ શા૦ ॥ ૧૦ ॥ એમ સવિ શ્રાવક સાધુને ॥ વંદનાનો અધિકારોરે ॥ સૂત્રે રહ્યો પ્રતિમાતણો ॥ હવે કહું પૂજા વિચારો ॥ શા૦ ॥ ૧૧ ॥ યાત્ર અનેક કરયા કહ્યાં ॥ શ્રી સિદ્ધારથ રાજેરે ॥ તે

જિન પુજના કલ્પમાં ॥ પશુના યાગ ન છાજેરે ॥ શા૦ ૧૨ ॥ શ્રી જિન પાસને તીરથે ॥ સમણોપાસક તેહોરે ॥ પ્રથમ અંગે કહ્યા તેહને ॥ શ્રી જિનપુજાનો નેહોરે ॥ શા૦ ॥ ૧૩ ॥ એચ્ચિક મહાબલ અનુપના । એમ અધિકાર અનેકોરે ॥ છઠ્ઠે અંગે વલી દ્રૌપદી । પુજા પ્રગટ વિવેકોરે ॥ શા૦॥ ૧૪ ॥ નારદ દેખીને નવિ થઈ । ઉભી તેહ સુજાણરે ॥ જાણીએ તેણે તે શ્રાવિકા । અક્ષર એહજ પ્રમાણરે ॥ શા૦ ॥ ૧૫ ॥ આંબિલ અંતર છઠનું । ઉપસર્ગે તપ કીધુરે ॥ કેમ નવિ કહિએ તે શ્રાવિકા । ધર્મ કારજ સીધુંરે ॥ શા૦ ॥ ૧૬ ॥ રાયકન્યા કહી શ્રાવિકા ॥ ન કહી જે બૂઝેરે ॥ રાજીમતી કહી તેહવી ॥ તિહાં સંદેહ તે ગુઝેરે ॥ શા૦ ॥ ૧૭ ॥ હરિ પરે કર્મ નિયાણનું ॥ ઇહ ભવે ભોગ ન નાસેરે ॥ સમકિત લહે પરણ્યા

પછી ॥ કહે તે શું ન વિમાસેરે ? શા૦ ॥ ૧૮ ॥ જિણઘર કેણે કરાવ્યું ॥ તિહાં પ્રતિમાને પર્હિરે, પૂજા તે કુણ કરે ॥ એમ પરખે તે ગરિઠુારે ॥ શા૦ ॥ ૧૯ ॥ વર નવિ માગ્યો છે પૂજતાં ॥ શક્રસ્તવે શિવ માગેરે ॥ ભક્તિ સમી સૂરિયાભને ॥ વિરતી વિશેષથી જાગેરે ॥ શા૦ ॥ ૨૦ ॥ ધર્મ વિનય અરિહંતનો ॥ એમ એ લોગ ઉવયારોરે ॥ સંભવે સર્વને જાણીએ ॥ સમકિત શુદ્ધ આચારોરે ॥ શા૦ ॥ ૨૧ ॥ આણંદનો વિધિ નવિ કહ્યો ॥ રાય પ્રદેશીને પાઠેરે ॥ સંભવ સર્વ ન આનશે ॥ વીટાશે તેહ આઠેરે ॥ શા૦ ॥ ૨૨ ॥ પડિકમણાદિક કેમ નહીં ॥ પાઠે સમમ અગેરે ॥ પઢમ અણું ઓગથી પ્રકરણે ॥ સર્વ કહ્યો વિધિ રંગેરે ॥ શા૦ ॥ ૨૩ ॥ કિહાં એક એક દેશજ ગ્રહે ॥ કિહાં એક ગ્રહે તે અશેષારે ॥ કિહાં એક કમ

ઉત્તકેમ ગ્રહે ॥ એ શ્રુતરૈલી વિશેષારે ॥ શા૦ ॥ ૨૪ ॥ શાસનની જે પ્રભાવના ॥ તે સમકિતનો આચારોરે ॥ શ્રી જિનપૂજાએ જે કરે ॥ તે લહે સુજશ ભંડારોરે ॥ શા૦॥૨૫ ॥



## ॥ ઢાલ ચોથી ॥

॥ ઝાંઝરીયા મુનિવર ધન ધન તુમ અવતાર એ દેશી ॥

કોઈ કહે જિન પૂજતાંજી ॥ જે ષટ્કાય આરંભ ॥ તે કેમ શ્રાવક આચરે જી ॥ સમકિતમાં થિરથંભ ॥ સુખ દાયક તોરી આણા મુજ સુપ્રમાણ ॥ ટેક ॥ ૧ ॥ તેહને કહીએ જતના ભક્તિ ॥ ક્રિયામાં નહીં દોષ ॥ પડિકમણે મુનિદાન વિહારે ॥ નહીં તો હોય તસ પોષ ॥ સુ૦ ॥ ૨ ॥ સાહમી વચ્છલ પખિય પોસહ ॥ ભગવઈ અંગ પ્રસિદ્ધ ॥ ઘર નિર્વાહ ચરણ લિએ તેહનાં ॥ જ્ઞાતામાંહે હરિ કીધ ॥ સુ૦ ॥

૩ ॥ કુણિક રાય ઉદાયન કીધાં ॥ વંદન મહ સુવિવિકે ॥ એહાયા કય બલિકમ્મા કહિયા ॥ તુંગીય શ્રાદ્ધ અનેક ॥ સુ૦ ॥૪॥ સમકિત સંવરની તે કિરિયા ॥ તેમ જિન-પુજા ઉદાર ॥ હિંસા હોય તો અરથદંડમાં ॥ કહે નહીં તેહ વિચાર ॥ સુ૦ ॥ ૫ ॥ નાગ ભૂત જક્ષાદિક હેતે ॥ પુજા હિંસા ઉત્ત ॥ સૂગડાંગમાં નવિ જિન હેતે ॥ બોલે જે હોએ જુત્ત ॥ સુ૦ ॥ ૬ ॥ જ્યાં હિંસાં ત્હાં નહીં જિનઆણા ॥ તો કેમ સાધુ વિહાર ॥ કર્મ-બંધ નહીં જયણા ભાવે ॥ એ છે શુભ વ્યવહાર ॥ સુ૦ ॥ ૭ ॥ પ્રથમ બંધ ને પછી નિર્જરા ॥ કૂપતણોરે દૃષ્ટાંત ॥ કોઈ જોડે બુધ ભાખે ॥ ભાવ તે શુચિજલ તંત સુ૦ ॥ ૮ ॥ ઉપાદાનવશે બંધન કહિયું ॥ તસ હિંસાદિક ઉપચાર ॥ પુષ્પાદિક આરંભ તણા એમ ॥ હોય ભાવે પરિહાર ॥ સુ૦ ॥ ૯ ॥ જલ

તરતાં જલ ઉપર મુનિને ॥ જેમ કરૂણારે રંગ, ॥ પુષ્પાદિક શ્રાવકને તેમ ॥ પુજામાંહે ચંગ ॥ સુ૦ ॥ ૧૦ ॥ પાત્ર દાનથી શુભ વિપાક જ્યમ ॥ લહે સુબાહુકુમાર ॥ પહેલે ગુણઠાણે ભદ્રક પણ ॥ ત્યમ જિનપુજા ઉદાર ॥ સુ૦ ॥ ૧૧ ॥ ઉપલક્ષણુથી જેમ શીલાદિક ॥ તેમ જિનપુજા લીધ ॥ મનુજ આયુબંધે તે સુબાહુ ॥ તેણે સમકિત ન પ્રસિદ્ધ ॥ સુ૦ ॥ ૧૨ ॥ મેઘ જીવ ગજ શશ અનુકંપા ॥ દાન સુબાહુ વિચાર ॥ પહેલે ગુણઠાણે પણ સુંદર ॥ જેમ જિનપુજા પ્રકાર ॥ સુ૦ ॥ ૧૩ ॥ દાન દેવ પુજાદિક સઘલાં ॥ દ્રવ્યસ્તવ કહ્યાં જેહ ॥ અસદારંભી તસ અધિકારી ॥ માંડી રહે જે ગેહ ॥ સુ૦ ॥ ૧૪ ॥ સદારંભમાં ગુણ જાણી જે ॥ અસદારંભ નિવૃતિ ॥ અરમણીકતા ત્યાગે ભાખી ॥ એમજ પ્રદેશી પ્રવૃતિ ॥ સુ૦ ॥ ૧૫ ॥ લિખન શિલ્પશત ગણિત પ્રકાશ્યાં ॥ ત્રણ

પ્રજા હિત હેત ॥ પ્રથમ રાય શ્રીઋષભજી-
ણંદે ॥ તિહાં પણ એ સંકેત ॥ સુ૦ ॥ ૧૬ ॥
યતનાએ સૂત્રે રહ્યું મુનિને ॥ આર્ય કરમ
ઉપદેશ ॥ પરિણામિક બુદ્ધિ વિસ્તારે ॥ સમજે
શ્રાદ્ધ અશેષ ॥ સુ૦ ॥ ૧૭ ॥ આર્ય કાર્ય
શ્રાવકનાં જે છે ॥ તેહમાં હિંસા દિઠ ॥ હેતુ
સ્વરુપ અનુબંધ વિચારે ॥ નાશે દેઇ નિજ
પિઠ ॥ સુ૦ ॥ ૧૮ ॥ હિંસાહેતુ અયતના
ભાવે ॥ જીવ વધે તે સ્વરુપ ॥ આણાભંગ
મિથ્યામતિ ભાવે ॥ તે અનુબંધ વિરુપ ॥
સુ૦ ॥ ૧૯ ॥ હેતુ સ્વરૂપ ન હિંસા સેવી ॥
સેવી તે અનુબંધ ॥ તો જમાલિ પ્રમુખે
ફલ પામ્યા ॥ કડુઆ કરી બહુ દ્વંધ ॥સુ૦॥
૨૦ ॥ સરુપથી હિંસા ન ટલે છે ॥ સમુદ્ર
જલે જે સિદ્ધ ॥ વલી અપવાદપદે જે વરતે
॥ પણ તેણે શિવપદ લીધ ॥ સુ૦ ॥ ૨૧ ॥
સાધુવિહાર પરે અનુબંધે ॥ નહીં હિંસા

જિનભક્તિ ॥ એમ જે માને તેહની વાધે ॥ સુજશ આગમ શક્તિ ॥ સુ૦ ॥ ૨૨ ॥

——()०::०()——

## ॥ ઢાલ પાંચમી ॥

॥ મારી સહીરે સમાણી—એ દેશી ॥

શાશ્વત પડિમા અડસય માને ॥ સિદ્ધાયતન વિમાનેરે ॥ ધન ધન જિન વાણી ॥ ટેક ॥ પ્રભુ તેં ભાખી અંગ ઉવંગે ॥ વરણવશુ તેમ રંગેરે ॥ ધન૦ ॥ ૧ ॥ કંચનમય કર પદ, તલ સોહે ॥ ભવિજનનાં મન મોહેરે ॥ ધ૦ ॥ અંકરતનમય નખ સસનેહા ॥ લોહિતાક્ષ મધ્યે રેહારે ॥ ધ૦ ॥ ૨ ॥ ગાત્ર યષ્ઠિ કંચનમય સારી ॥ નાભિ તે કંચનકયારીરે ॥ ધ૦ ॥ રિઠરતન રોમરાજિ વિરાજે ॥ ચુચૂક કંચન છાજેરે ॥ ધ૦ ॥ ૩ ॥ શ્રીવચ્છ તે તપનીય વિશાલા ॥ હોઠ તે લાલ પ્રવાલરે ॥ ધ૦ ॥ દંત ફટિકમય જીહ કયાલુ ॥ વલી

તપનીયનું તાલુરે ॥ ધ૦ ॥ ૪ ॥ કનક ના-
શિકા તિહાં સુવિશેષા ॥ લોહિતાક્ષની રેખારે
॥ ધ૦ ॥ લોહિતાક્ષ રેખિત સુવિશાલા ॥
નયન અંક રતનાલારે ॥ ધ૦ ॥ ૫ ॥ અચ્છિ
પતિ ભમુહાવલી કીકી ॥ રિઠરતનમય નીકીરે ॥
ધ૦ ॥ શ્રવણ નિલાડવટી શુભશાલા ॥ કંચન
ઝાકઝમાલરે ॥ ધ૦ ॥ ૬ ॥ વજ્રરતનમય
અતિહિ સોહાણી ॥ શશઘડી સુખખાણીરે ॥ધ૦
॥ કેશભૂમિ તપનીય નિવેશા ॥ રિઠરતનમય
કેશારે ॥ ધ૦ ॥ ૭ ॥ પુઠે છત્ર ધરે પ્રત્યેકે
॥ પ્રતિમા એક વિવેકેરે ॥ ધ૦ ॥ દોય પાસે
દોય ચામર ઢાલે ॥ લીલાએ જિનને ઉત્તારેરે
॥ ધ૦ ॥ ૮ ॥ નાગભૂત યક્ષ ને કુંડધારા ॥
આગે દોય ઉદારારે ॥ ધ૦ ॥ તે પડિમ
જિનપડિમા આગે ॥ માનું સેવા માગેરે ॥
ધ૦ ॥ ૯ ॥ ઘંટ કલશ ભૃંગાર આયંસા ॥
થાલ પાઇ સુપઇઠારે ॥ ધ૦ ॥ મનગુલિયા

વાયકરગ પ્રચંડ ॥ ચિત્તા રયણ કરંડારે ॥ ધ૦ ॥ ૧૦ ॥ હય ગય નરકિન્નર કિંપુરિસા ॥ કંઠ ઉરગ વૃષ સરિષારે ॥ ધ૦ ॥ રયણ-પુંજ વલી ફલ ચંગેરી ॥ માલ્ય ને ચૂર્ણ અનેરીરે ॥ ધ૦ ॥ ૧૧ ॥ ગંધ વસ્ત્ર આભરણ ચંગેરી ॥ સરસવ પુંજણી કેરીરે ॥ ધ૦ ॥ એમ પુષ્પાદિક પડલ વખાણ્યાં ॥ આગે સિં-હાસન જાણ્યારે ॥ ધ૦ ॥ ૧૨ ॥ છત્ર ને ચામર આગે સમુગ્ગા ॥ તૈલ કુષ્ટમત જુગ્ગારે ॥ ધ૦ ॥ ભરિયા પત્ર ચોયગ સુવિલાસે ॥ તગર એલા શુચિ વાસેરે ॥ ધ૦ ॥ ૧૩ ॥ વલિ હરતાલ ને મનસિલ અંજન ॥ સવિ સુગંધ મનરંજનરે ॥ ધ૦ ॥ ધ્વજા એક શત આઠ એ પૂરાં ॥ સાધન સર્વે સનૂરાંરે ॥ ધ૦ ॥૧૪ ॥ સુર એ પુજા સાધન સાથે ॥ જિનપુજે નિજ હાથેરે ॥ ધ૦ ॥ સિદ્ધાયતને આપ વિમાને ॥ થુભાદિક બહુ માનેરે ॥ ધ૦ ॥ ૧૫ ॥

એહ અપૂરવ દરિશણ દીઠું ॥ સુરતરૂ ફલથી
મીઠુંરે ॥ ધ૦ ॥ એ સંસાર સમુદ્ર નાવા ॥
તારણ તરણ સહુવારે ॥ ધ૦ ॥ ૧૬ ॥ એમ
વિસ્મય ભવભય ગુણરાગે ॥ ઝીલે તેહ અ-
તાગેરે ॥ ધ૦ ॥ રાચે માચે ને વલિ નાચે ॥
ધરમ ધ્યાન મન સાચેરે ॥ ધ૦ ॥ ૧૭ ॥
થેઇ થેઇ કરતાં દે તે ભમરી ॥ હર્ષે પ્રભુગુણ
સમરીરે ॥ ધ૦ ॥ યોગ નિરાલંબન લય
આણી ॥ વશ કરતા શિવરાણીરે ॥ ધ૦ ॥
૧૮ ॥ એમ નંદીશ્વર પ્રમુખ અનેરાં ॥ શાશ્વત
ચૈત્ય ભલેરારે ॥ ધ૦ ॥ ત્યાં જિનપુજે તે
અનુમાને ॥ જનમ સફલ નિજ માનેરે ॥
ધ૦ ॥ ૧૯ ॥ કલ્યાણક અઠાઇ વરષી ॥
તિથિ ચઉમાસી સરખીરે ॥ ધ૦ ॥ તેહ
નિમિતે સુર જિન અરચે ॥ નિત્ય ભકિતપણે
વિરચેરે ॥ ધ૦ ॥ ૨૦ ॥ ભાવ તે અખયભાવે
મલિયા ॥ તે નવિ જાએ ટલિયોરે ॥ ધ૦ ॥

કુદ્રિ ત્રાંબુ નવિ હોય નિષેધે ॥ હુઓ હેમ-
રસ વેધેરે ॥ ધ૦ ॥ ૨૧ ॥ એકે જલલવ
જલધિ ભલાએ ॥ તો તે અક્ષય થાએરે ॥
ધ૦ ॥ અલ્પભવ જિનગુણમાંહી આણે ॥
તેમ તે અખય પ્રમાણેરે ॥ ધ૦ ॥ ૨૨ ॥
અપુણરૂત્ત અડસય વડ વૃત્તે ॥ એમ સુર ભાવે
ચિત્તેરે ॥ ધ૦ ॥ એમ જિન પુજી જે ગુણ
ગાવે ॥ સુજશ લીલ તે પાવેરે ॥ધ૦ ॥૨૩॥

---

॥ ઢાલ છઠ્ઠી ॥

બોલીડા હંસારે વિષય ન રાચીએ ॥ એ દેશી ॥

સમકિત સુધુરે તેહને જાણીએ ॥ જે માને
તુજ આણ ॥ સુત્ર તે વાંચેરે યોગવહી કરી
॥ કરે પંચાંગી પ્રમાણ ॥ સ૦ ॥ ૧ ॥
ઉદ્દેશાદિક નહી ચઉ નાણુનાં, છે સુઅ નાણુનાં
તેહ ॥ શ્રી અનુયોગદ્વાર થકી લહી ॥ ધરીએ-
યોગશું નેહ ॥સ૦॥ ૨ ॥ ઉદ્દેશાદિક ક્રમવિણ જે

ભણે ॥ આશા તે તેહ નાણુ ॥ નાણાવરણીરે બાંધે તેહથી ॥ ભગવઇ અંગ પ્રમાણુ ॥ સ૦ ॥૩॥ શ્રીનંદી અનુયોગ દુવારમાં ॥ ઉત્તરાધ્યયનેરે યોગ ॥ કાલગ્રહણનોરે વિધિ સઘલો કહ્યા ॥ ધરિયે તે ઉપયોગ ॥ સ૦ ॥ ૪ ॥ ઠાણે ત્રીજે રે વલી દશમે કહ્યું ॥ યોગ વહે જેહ સાધ ॥ આગમિસિભદ્દા તે સંપજે ॥ તરે સંસાર અગાધ ॥ સ૦ ॥ ૫ ॥ યોગ વહીને રે સાધુ શ્રુત ભણે ॥ શ્રાવક તે ઉપધાન ॥ તપ ઉપધાને રે શ્રુત પરિગ્રહ કહ્યા ॥ નંદીએ તેહ નિદાન ॥ સ૦ ॥ ૬ ॥ ઇરિયાદિકનાં રે ષટઉપધાન છે ॥ તેણે આવશ્યક શુદ્ધ ॥ ગૃહી સામાયિક આદિ શ્રુત ભણે ॥ દીક્ષા લેઇ અલુદ્ધ ॥ સ૦ ॥ ૭ ॥ સૂત્ર ભણ્યા કોઇ શ્રાવક નવિ કહ્યા । લદ્ધઠા કહ્યા તેહ ॥ પ્રથમ જ્ઞાન ને પછી દયા કહી । તિહાં સંજત ગુણ રેહ ॥ સ૦ ॥ ૮ ॥ નવમે અધ્યયને રે

બીજા અંગમાં । ઘરમાં દીવા ન દીઠું ॥ વલિય ચઉદમેરે કહ્યું શિક્ષા લહે । ગ્રંથ તજે તે ગરિઠું ॥ સ૦ ॥ ૯ ॥ સપ્તમ અંગે અપઢિયા સંબરી ॥ દાખ્યા શ્રદ્ધા અનેક ॥ નવિ આચારધરાદિક તે કહ્યા ॥ મોટો એહ વિવેક ॥ સ૦ ॥ ૧૦ ॥ ઉત્તરાધ્યયને રે કોવિદ જે કહ્યો ॥ શ્રાવક પાલિત ચંપ ॥ તે પ્રવચન નિગ્રંથ વચન થકી ॥ અરથ વિવેક અકંપ ॥ સ૦ ॥ ૧૧ ॥ સૂત્રે દીધું રે સત્ય તે સાધુને ॥ સુશ્નરેન વલી અત્થ ॥ સંબર દ્વારેરે બીજે એમ કહ્યું ॥ અંગદશમે સમરત્થ ॥ સ૦ ॥ ૧૨ ॥ વલિય વિગયપડિબાધ્ધ ને વાચના ॥ શ્રી ॥ ઠાણાંગે નિષેધ ॥ નવિય મનોરથ શ્રુત ભણવા તણો ॥ શ્રાવકને સુપ્રસિદ્ધ ॥ સ૦ ॥ ૧૩ ॥ વાચના દેતાંરે ગીહીને સાધુને ॥ પાયચ્છિત્ત ચઉમાસ ॥ કહ્યું નિશીથેરે તો શું એવડી ॥ કરવી હોંસ નિરાંશ ॥ સ૦ ॥ ૧૪ ॥

ત્યજિય અસજઝાઈ ગુરૂવાચના ॥ લેઈ યોગ ગુણવતં ॥ જે અનુયોગ ત્રિવિધ સાચો લહે ॥ કરે તે કર્મનો અંત ॥ સ૦ ॥ ૧૫ ॥ સૂત્ર અરથ પહેલો બીજો કહ્યો । નિજૂત્તિએરે મીસ ॥ નિરવશેષ ત્રીજો અંગ પંચમે । એમ કહે તું જગદીશ ॥ સ૦ ॥ ૧૬ સૂત્ર નિજ્જુત્તિરે બેઉ ભેદ કહે ॥ ત્રીજું અનુરોગદ્વાર ॥ કુડા કપટીરે જે માને નહીં ॥ તેહને કવણ આધાર ॥ સ૦ ॥ ૧૭ ॥ બન્દ્ધ તે સૂત્રેરે અર્થ નિકાચિયા ॥ નિજ્જુત્તિએ અપાર ॥ ઉપધિમાં ન ગણુણાદિક જિહાં લહે ॥ તે વિણુ માર્ગ વિચાર ॥ સ૦ ॥ ૧૮ ॥ જો નિર્યુક્તિ ગઈ કુમતિ કહે ॥ સૂત્ર ગયાં નહિ કેમ ॥ જેહ વાચનાએ આવ્યું તે સવે ॥ માને તો હોએ એમ ॥ સ૦ ॥ ૧૯ ॥ આંધા આગળ દરપણ દાખવો ॥ બહેરા આગલ ગીત ॥ મૂરખ આગેરે કહેવું યુક્તિનું ॥ એ સવિ એકજ

રીત ॥ સ૦ ॥ ૨૦ ॥ મારગ અરથીરે પણ જે જીવ છે ॥ ભદ્રક અતિહિ વિનીત ॥ તેહને એ હિશીખ સોહામણી ॥ વલી જે સુનય અધીત ॥ સ૦ ॥ ૨૧ ॥ પ્રવચનસારેરે એમ એ ભાષિયા ॥ વિગતે અરથ વિચાર ॥ તુજ આગમનીરે ગ્રહિએ પરંપરા ॥ લહિએ જગ જયકાર ॥ સ૦ ॥ ૨૨ ॥ ગુણ તુજ સઘલારે પ્રભુ કોણ ગણી શકે ॥ આણા ગુણ લવ એક ॥ એમ મેં ગુણતાંરે સમકિત દૃઢ કરયું ॥ રાખી આગમ ટેક ॥ સ૦ ॥ ૨૩ ॥ આણા તાહરીરે જો મેં શિરધરી ॥ તો શું કુમતિનું જોર ॥ તિહાં નહિ પસરે રે બલ વિષધરતણું ॥ જિંહારે જયહાં મોર ॥ સ૦ ॥ ૨૪ ॥ પવિત્ર કરીજેરે જીહા તુજ ગુણે ॥ ! શિર ધરીએ તુજ આણ ॥ હિલથી કહીએરે પ્રભુ ન વિસારીએ ॥ લહીએ સુજશ કલ્યાણ ॥ સ૦ ॥ ૨૫ ॥

## ॥ કલશ ॥

॥ રાગ ધનાશ્રી ॥

વર્તમાન શાસનનો સ્વામી ॥ ચામીક-
રસમ દેહોજી ॥ વીરજિનેશ્વર મેં એમ શુ-
ણીઓ ॥ મન ધરી ધર્મ સ્નેહોજી ॥ એહ
તવન જે ભણુશે ગણુશે ॥ તસ ઘર મંગલ-
માલાજી ॥ સમકિતશાલુ હોશે ઘટ તેહને
॥ પરગટ જ્ઞાન ઝમાલાજી ॥ ૧ ॥ અરથ
એહના છે અતિ સુક્ષમ ॥ તે ધારો ગુરૂ
પાસેજી ॥ ગુરૂની સેવા કરતાં લહીએ ॥
અનુભવ નિજ અભ્યાસેજી ॥ જેહ બહુશ્રુત
ગુરૂ ગીતારથ ॥ આગમના અનુસારીજી ॥
તેહને પૂછી શંશય ટાલો ॥ એ હિતશિખ
છે સારીજી ॥ ૨ ॥ ઇંદલપુરમાં રહિય
ચોમાસું ॥ ધર્મધ્યાન સુખ પાયાજી ॥ સંવત
સત્તર તેત્રીશા વરસે ॥ વિજયાદશમી મન ભા-
યાજી ॥ શ્રી વિજયપ્રભસૂરિ સવાયા ॥

વિજયરતન યુવરાયાજી ॥ તસ રાજે ભવિ-
જનહિત કાજે ॥ એમ મેં જિનગુણ ગાયા
જી ॥ ૩ ॥ શ્રી કલ્યાણવિજય વર વાચક
॥ તપગચ્છ ગયણદિણંદાજી ॥ તાસ શિષ્ય
શ્રી લાભવિજય બુધ ॥ ભવિજનકૈરવચંદાજી
॥ તાસ શિષ્ય શ્રીજિતવિજય બુધ ॥ શ્રી
નયવિજય મુણિંદાજી ॥ વાચક જશવિજયે
તસ શિષ્યે ॥ થુણીયા વીરજિણંદાજી ॥ ૪ ॥
દોસીમૂલાસુત સુવિવેકી ॥ દોસી મેઘા હેતેજી
॥ એહ તવન મેં કીધુ સુંદર ॥ સિદ્ધાંત અક્ષર
સંકેતજી ॥ એ જિનગુણ સુરતરુનો પરિમલ
॥ અનુભવ લો તે લેશેજી ॥ ભમર પરે જે
અરથી હોઇને ॥ ગુરૂઆણા શિર વહેશેજી ॥ ૫ ॥

॥ ઇતિ મહોપાધ્યાય શ્રીમદ્યશોવિજયગ-
ણિવિરચિતં શ્રી મહાવીરજિનસ્તુતિગ-
ર્ભિતં ઢુંઢકમતનિરાકરણરૂપં
સાર્દ્ધશતગાથાસ્તવનમ્ ॥

# શ્રીમદ્યશોવિજયજીઉપાધ્યાય કૃત સાડાત્રણસો ગાથાનું સ્તવન પ્રારંભ.



॥ પ્રથમ અર્થકર્તાનું મંગલાચરણ ॥

પાર્શ્વનાથપદદ્વંદ્વં નત્વા સીમંધરપ્રભુમ્ ॥
સ્તવસ્ય વાર્તિકં કુર્વે, સ્વપરાનુગ્રહાય વૈ ॥૧॥

## ॥ ઢાલ પહેલી ॥

॥ એ છીંડી કિહાં રાખી ॥ એ દેશી ॥

શ્રીસીમંધર સાહિબ આગે । વીનતડી એક કીજે ॥ મારગ શુદ્ધ મયા કરી મુઝને । મોહન

મૂરતિ દીજેરે ॥ જિનજી વીનતડી અવધારો ॥ એ આંકણી ॥ ૧ ॥ ચાલે સુત્ર વિરૂદ્ધાચારે । ભાપે સૂત્ર વિરૂદ્ધ ॥ એક કહે અમે મારગ રાખું । તે કેમ માને શુદ્ધરે ॥ જિન૦ વી૦ ૨॥ આલંબન કુસાં દેખાડી । મુગધ લોકને પાડે ॥ આણા ભંગ તિલક તે કાલું । થાપે આપ નિલાડેરે ॥ જિન૦ વી૦ ૩॥ વિધિ જોતાં કલિયુગમાં હોવે । તિરથનો ઉચ્છેદ ॥ જિમ ચાલે તિમ ચાલવે જઇયે । એહ ધરે મતિ ભેદરે ॥ જિન૦ વી૦ ૪ ॥ ઇમ ભાષિ તે મારગ લોપે । સૂત્રક્રિયા સવિ પીસી ॥ આચરણા શુદ્ધિ આચરિયે । જોઇ યોગની વીસીરે ॥ જિન૦ વી૦ ૫ ॥ પંચમે આરે જિમ વિષ મારે । અવિધિ દોષ તિમ લાગે ॥ ઇમ ઉપદેશ પદાદિક દેખી । વિધિરસીઓ જન જાગેરે ॥ જિન૦ વી૦ ॥ ૬ ॥ કોઇ કહે જિમ બહુ જન ચાલે ।

તિમ ઋહિયેં રી ચર્ચા ॥ મારગ મહાજન ચાલે ભાષ્યો । તેહમાં લહીયેં અચારે ॥ જિન૦ વી૦ ૭ ॥ એપશુ બેલ મૃષા મન ધ-રી । મડુ૮ [illegible] આદરતં ॥ છેહ ન આવે બહુલ અનારય । મિથ્યા મતમાં ફિરતાંરે ॥ જિન૦ વી૦ ૮ ॥ થોડા આર્ય અનાર્ય જનથી । જૈનઆર્યમાં થોડા ॥ તેમાં પણ પરિણતજન થોડા । શ્રમણ અલ્પ બહુ મો (મું) ડારે ॥ જિન૦ વી૦૯ ॥ ભદ્રબાહુ ગુરૂ વદન વચન એ । આવશ્યકમાં લહિયેં ॥ આણા શુદ્ધ મહાજન જાણી । તેહની સંગે રહિયેરે ॥ જિન૦ ॥ વી૦ ॥ ૧૦ અજ્ઞાની નવિ હોવે મહાજન । જો પણ ચલવે ટોલું ॥ ધર્મદાસગણી વચન વિચારી । મન નવિ કીજે ભોલુંરે ॥ જિન૦ ॥ વી૦ ॥ ૧૧ ॥ અજ્ઞાથી વિજ છંદે ચાલે । તસ નિશ્રાયે વિહારી ॥ અજ્ઞાની જે ગચ્છને ચલવે । તે તો

અનંત સંસારીરે ॥ જિ.૦ વી૦ ૧૨ ॥ ખંડ ખંડ પંડિત જે હોવે । તે નવિ કહિયેં નાણી ॥ નિશ્ચિત સમય લહે તે નાણી । સંમતિની સહિનાણીરે ॥ જિન વી૦ ૧૩ ॥ જિમ જિમ બહુ ત બહુજન સંમત । બહુ શિષ્યેં પરવરિઓ ॥ તિમતિમ જિમશાસનનો વયરી । જો નવિ નિશ્ચિય હરિયો રે ॥ જિન૦ વી૦ ૧૪ કોઈ કહે લોચાદિક કષ્ટે । મારગ ભિક્ષાવૃન્તિ ॥ તે મિથ્યા નવિ મારગ હોવે । જનમનની અનુવૃતિરે ॥ જિન૦ વી૦ ૧૫ ॥ જો કષ્ટે મુનિ મારગ પાવે । બલદ થાએ તો સારો ॥ ભાર વહે જે તાવડે ભમતો । ખમતો ગાઢ પ્રહારે.રે જિન૦ વી૦ ૧૬ ॥ લહે પાપ અનુબંધી પાપેં । બલહરણી જન ભિક્ષા ॥ પુરવ ભવ વ્રતખંડન ફલ એ । પંચ વસ્તુની શિક્ષારે ॥ જિન વી૦ ૧૭॥ કોઈ કહે અમેં લિંગે તરશું । જૈન લિંગ છે વારુ ॥ તે મિ-

ગ્યાનવિ ગુણવિણું તરિયેં । ભુજવિણ ન તરે
ારૂરે ॥ જિન૦ વી૦ ૧૮ ॥ કુલિંગ જિમ
કગટ વિડંબક । જાણી નમતાં દોષ ॥ નિદ્ધં
દ્ધસ જાણીને નમતાં ॥ તિમજ કહ્યો તસ પોષરે
। જિન૦ વી૦ ૧૯ ॥ શિષ્ય કહે જિમજિન
પ્રતિમાને । જિનવર થાપી નમિયે ॥ સાધુવેસ
થાપી અતિ સુંદર । તિમ અસાધુને નમિ-
યેરે ॥ જિન૦ વી૦ ૨૦ ॥ ભદ્રબાહુ ગુરૂ
બોલે પ્રતિમા । ગુણવંતી નહી દુષ્ટ ॥ લિંગ
માહે બે વાંના દીસે । તે તું માન અદુષ્ટરે ॥
જિન૦ વી૦ ૨૧ ॥ કોઈ કહે જિન આગે
માંગી । મુક્તિ મારગ અમે લેશું ॥ નિર-
ગુણને પણ સાહિબ તારે ॥ તસ ભક્તે ગહ-
ગહિશુંરે ॥ જિન૦ વી૦ ૨૨ ॥ પામી બોધ
ન પાલે મૂરખ । માગે બોધ વિચાલે ॥ લ
હિયેં તેહ કહો કુણ મૂલે । બોલ્યું ઉપદેશ
માલેરે ॥ જિન૦ વી૦ ૨૩ ॥ આણા પાલે

સાહેબ તૂસે । સકલ આપદા કાપે ॥ આણા-
કારી જે જન માગે । તસ જસલીલા આપેરે
॥ જિન૦ વી૦ ૨૪ ॥

॥ ઢાળ બીજી ॥

આદર જીવ ક્ષમા ગુણ આદર ॥ એ દેશી ॥

કોઈ કહે અમે ગુરૂથી તરસું, જિમ ના-
વાથી લોહારે । તે મિથ્યા ન લહે સહુવાસે,
કાચ પાચની સોહારે ॥ ૧ ॥ શ્રીસીમંધર
સાહેબ સુણજો, ભરતખેત્રની વાતોરે । લહું
દેવ કેવલ રતિ ઇણે યુગે હું તો તુજ ગુણ
રાતો રે ॥ શ્રીસી૦ ૨ ॥ કોઇ કહે જે ગચ્છ
થી ન ટલ્યા, તે નિરગુણ પણ સાધોરે । નાતિ
માંહે નિરગુણ પણ ગણીયે, જશ નહી નાતિ
બાધોરે ॥ શ્રીસી૦ ૩ ॥ ગુણ અવગુણ ઇમ
સરિખા કરતો, તે જિનશાસન વૈરીરે । નિર-

ગુણુ જો નિજ છંદે ચાલે, તો ગચ્છ થાએ સ્વૈરીરે ॥ શ્રીસી૦ ૪ ॥ નિરગુણનો ગુરૂ પક્ષ કરે જે, તસ ગચ્છ ત્યજવો દાખ્યોરે । તે જિનવર મારગનો ઘાતક, ગચ્છાચારે ભાખ્યો ॥ શ્રીસી૦ ॥ ૫ ॥ વિષમકાલમાં નિરગુણ ગચ્છે, કારણથી જો વસીયેરે । દ્રવ્યથકી વ્યવહારેં ચલીયેં, ભાવે નવિ ઉલ્લસીયેરે ॥ શ્રીસી૦ ૬ ॥ જિમ કુવૃષ્ટિથી નગર લોકને, ઘહેલા દેખી રાજારે । મંત્રી સહિત ઘહેલા હોઇ બેઠા, પણ મનમાંહે તાજારે ॥ શ્રીસી૦ ૭ ॥ ઈમ ઉપદેશ પદે એ ભાખ્યું, તિહાં મારગ અનુસારીરે । જાણીને ભાવે આદરીયેં । કલ્પભાષ્ય નિરધારિરે ॥ શ્રીસી૦ ૮ ॥ જ્ઞાનાદિક ગુણવંત પરસ્પર, ઉપગારેં આદરવોરે । પંચ વસ્તુમાં ગચ્છ સુગુણને, અવર કહ્યો છે ત્યજવોરે ॥ શ્રીસી૦ ॥ ૯ જે નિરગુણ ગુણ રત્નાકરને, આપ સરિખા દાખેરે ॥ સમકિત-

સાર રહિત તે જાણો, ધર્મદાસગણી ભાખેરે ॥ શ્રીસી ૧૦ ॥ કોઇ કહે જે વકુશ કુશીલા । મૂલો-તર પડિસેવીરે । ભગવગઅંગે ભાખ્યા તેથી અંત વાત નવિ લાવીરે ॥ શ્રીસી૦ ૧૧ ॥ તે મિથ્યા નિક્કારણ સેવા, ચરણઘાતીની ભાખીરે ॥ મુનિને તેહને સંભવ માત્રે, સ-તામઠાણુ સાખીયે ॥ શ્રીસી૦ ૧૨ ॥ પડિસેવા વચને તે જાણો અતિચાર બહુલાઈરે ॥ ભાવ બહુ લતાયે તે ટાલે, પંચ વસ્તુ મુનિ ધ્યાઈરે ॥ શ્રીસી૦ ૧૩ ॥ સહુસા દોષ લાગે તે છુટે, સંયતને તતકાલે રે । પચ્ચિ્છતેં આકુટ્ટિયે કીધું પ્રથમ અંગની ભાલેરે ॥ શ્રીસી૦ ૧૪ ॥ પ્રાયચ્ચિછતાદિક ભાવ ન રાખે, દોષ કરી નિઃસુકોરે । નિદ્ધંધસ સેઢીથી હેઠો તે મારગથી ચૂકોરે ॥ શ્રીસી૦ ૧૫ ॥ કોઇ કહે જે પાતિક કીધાં, પડિકમતાં છૂટીજેરે ॥ તે મિથ્યા ફલ પડિકમણાનું, અપુણકરણથી લીજેરે ॥

શ્રીસી૦ ૧૬ ॥ મિથ્યા દુક્કડ દેઈ પાતિક, તે ભાવે જે સેવેરે ॥ આવશ્યક સાખે તે પરગટ માયા મોસેને સેવેરે ॥ શ્રીસી૦ ૧૭ ॥ મુળ પદે પડિકમણું ભાખ્યું પાપતણું અણુ કરવુંરે ॥ સહિત ભાવતણે અભ્યાસેં, તે જસ અર્થે વરવુંરે ॥ શ્રીસી૦ ૧૮ ॥

## ॥ ઢાલ ત્રીજી ॥

॥ તુંગીયાગિરિ શિખર સોહે એ દેશી ॥

દેવ તુજ સિદ્ધાંત મીઠો, એક મને ધરિયેં । દુષ્ટ આલંબન નિહાલી, કહો કેમ તરીયેં ॥ દેવ તુજ૦ ૧ ॥ દુષ્ટ આલંબન ધરે જે, ભગ્ન પરિણામી । તેહ આવશ્યકેં ભાખ્યા, ત્યજે મુનિ નામી ॥ દેવ તુજ૦ ૨ ॥ નિયતવાસ વિહાર ચેઇયે, ભક્તિનો ધંધો ॥ મૂઢ અજ્જાલાભ થાપે, વિગય પડિબંધો ॥ દેવ૦ ૩ ॥ કહે ઉગ્ર વિહાર ભાગા, સગમઆયરિઓ । નિયત

વાસ ભજે બહુ શ્રુત, સુખિયા ગુણદરિઆ ॥ દેવ૦ ૪ ॥ ન જાણે તે ખણ જંઘા, બલ થીવિર તેહા । ગોચરીના ભાગ કલ્પી, બહું કહ્યો જેહા ॥ દેવ૦ ૫ ॥ ચૈત્યપુજા મુકિત સારગ સાધુને કરવી ॥ જેણે કીધી વયર મુનિવર, ચૈત્યવાસ ઠવી ॥ દેવ ॥ ૬ ॥ તીર્થઉન્નતિ અન્યશાસન । મલિનતા ટાણે ॥ પુર્વ અવિચિત પુષ્પ મહિમા । તેહ નવિ જાણે ॥ દેવ૦ ॥ ૭ ॥ ચૈત્યપુંજા કરત સંયત । દેવ ભોઇ કહ્યો ॥ શુભમને પણ માર્ગનાશિ । મહાનિશીથે લહ્યો ॥ દેવ૦ ॥ ૮ ॥ પુષ્ટ-કારણ વિના મુનિ, નવિ દ્રવ્ય અધિકારી ॥ ચૈત્ય પુજાયે ન પામે । ફલ અનધિકારી ॥ દેવ૦ ॥ ૯ ॥ માર્ગ અનિયપુન્ત અજ્ઞા, લાભથી લાગા । કહે નિજ લાભે અતૃપ્તા, ગોચરી ભાગા ॥ દેવ૦ ॥ ૧૦ ॥ ન જાણે

ગત શિષ્ય અવમે, થિવિર બલહીણો । સુગુણ પરિચિત શંયતિકૃત, પિંડવિધિ લીણો ॥ દેવ૦ ॥ ૧૧ ॥ વિગય હેવી નિત્ય સુજે, લઇ પુષ્ટ ભણે । અન્યથા કિમ દોષ એહનો, ઉદાયન ન ગણો ॥ દેવ૦ ॥ ૧૨ ॥ ઉદાયન રાજર્ષિ તનુ નવિ, સીત લુક્ષ સહે । તેહ વ્રજમાં વિગય સેવે, શું તે ન લહે ॥ દેવ૦ ॥ ૧૩ ॥ હેઠ આલંબન ભરિઓ, જન અસંયતને । તેહ જગમાં કાંઇ દેખે, ધરે તેહ મને ॥ દેવ૦ ॥ ૧૪ ॥ શિથિલ આલંબન ગહે મુનિ મંદ સવેગી । સંયતાલંબન સુજસ ગુણ તીન સંવેગી ॥ દેવ૦ ॥ ૧૫ ॥



## ॥ ઢાલ ચોથી ॥

॥ પ્રભુ ત્રસંતુ મુખડું જોવાં, ભવભવનાં પાતીક ખોવાં—એ દેશી ॥

સુણજો સીમ ધરસ્વામી, વલી એક કહું સ્નામી । મારગ કરતાને પ્રેરે, દુર્જન જેસિ

દુષણ હેરે ॥ ૧ ॥ કહે નિજ સાખે વ્રત પાળો પિણ ધર્મ દેશના ટાલો । જનમેલ્યાનું સું કામ બહુ બોલ્યું નિંદા ઠામ ॥ ૨ ॥ એમ કહેતાં, મારગ ગોપે, ખોટું દુષણ આરોપે । જે નિર્ગ્રંથ મારગ બોલે તે કહ્યો દીપને તેલે ॥ ૩ ॥ અજ્ઞાની ગારવ રસિયા, જે જન છે કુમતે ધસીયાં । તેહનો કુણ ટાલણહાર, વિણ ધર્મ દેશનાસાર ॥ ૪ ॥ ગીતારથ જયણાવંત ભવ ભીરુ જેહ મહંત । તસવચણે લોકે તરીયેં, જેમ પ્રવાહણથી ભરદરીયેં ॥ ૫ ॥ બીજો તો બોલી બોલે, સું કીજે નિગુર્ણ ટોલો ભાષા કુશલનો લેખો. સુત મહાનિશીથે દેખો ॥ ૬ ॥ જનમેલનની નહીં ઇહા, મુનિ ભાવે મારગ નીરીહા । જો બહુજન સુણવા આવે, તો લાભ ધર્મનો પાવે ॥ ૭ ॥ તેહને જો મારગ ન ભાખે, તો અંતરાય ફલ ચાખે । મુની શક્તિ નવિ ગોપે, વારે તેહતે શ્રુત

કોપે ॥ ૮ ॥ નવિ નિંદા મારગ કહેતાં, સમ-
પરિણામેં ગહગહતાં । મુનિ અદ્રયદિત મન
રંગે, જોઈ લીજે બીજે અંગે ॥ ૯ ॥ કોઇ
આપે નવી સમજાવે, શ્રાવકને ગુંઠા ભાવે ।
તે જુઠ કહ્યા લહુ'ઠુ', શ્રાવક સૂત્રે ગહિયઠ્ઠા ॥
૧૦ ॥ કહે કોઇ નવી સિ જોડી સુતમા નહીં
કાંઇ ખોડી । તે મિથ્યા ઉદ્ધત વાવા, શ્રુત
જલધિ પવેશે નાવા ॥ ૧૧ ॥ પુરવ સૂરિયે
કીધી, તેણે જો નવિ કરવી સિદ્ધિ । તો સર્વે
કીધો ધર્મ, નવી કરવો જોયો મર્મ ॥૧૨॥ પુરવ
બુધને બહુ માને, નિજ શક્તિ મારગ જાને ।
ગુરૂકુલવાસીને જોડી; યુગતિ એહમાં નહીં
ખોડી ॥૧૩॥ એમ સુતનો નહી ઉચ્છેદ, એ તો
એક દેશનો ભેદ । અર્થ સુણી ઉલ્લાસે
ભવી વરતે સૂત્ર અભ્યાસે ॥ ૨૪ ॥ ઇહાં
દૂષણ એક કહાય, જે ખલને પીડા થાય ।
તો પણ એ નવી છોડીજે, જો સજ્જનો સુખ

ીજે ॥ ૧૫ ॥ તે પુણ્યે હોસે તોષ; તેહને
ણ ઇમ નહીં દોષ । ઉજમતાં હીયડે હીસી,
જોઇ લીજે પેહલી વીસી ॥ ૧૬ ॥ કહે
કોઈક જુદી રીતે, મુની મિક્ષા ભંજે ભીંતે ।
તે જુઠું શુભ મતિ કહે, મુનિ અંતરાયથી
ીહે ॥ ૧૭ ॥ જે જન છે અતિ પરિણામી;
ળી જેહ નહીં પરિણામી । તેહને નિંતે
મજાવે, શુરૂકલ્પ વચન મન ભાવે ॥ ૧૮ ॥
ળ વયણ ચણે કુણ સુણે, જે કાઢે પયમાં
પૂરા । તુજ સેવામાં જો રહીયે, તો પ્રભુ જશ
લીલા લહીયે ॥ ૧૯ ॥



## ॥ ઢાલ પાંચમી ॥

ાગ ॥ રાસશ્રી–મંત્રી કહે એક રાજસભામાં–એ દેશી ॥

વિષમકાલને જોરે કેઇ, ઉઠયા જડ
ળધારીરે । ગુરુ ગચ્છ છાડી મારગ લોપી

કહે અમે ઉગ્ર વિહારીરે ॥ ૧ ॥ શ્રીજિન તું આલંબન જગને, તુજ તુજ વિણ કવણ આ-ધારોરે । ભગત લોકને કુમતિ જલધિથી, બાહિગ્રહીને તારોરે ॥ શ્રીજિન૦ ॥ ૨ ॥ ગીતારથ વિણ ભૂલા ભમતા, કષ્ટ કરે અભિ-માનેરે । પ્રાયેં ગંઠી લગે નવી આવ્યા, તે ખુતા અજ્ઞાનેરે ॥ શ્રીજિન૦ ॥૩ ॥ તેહ કહે ગુરૂ ગચ્છ ગીતારથ, પ્રતિબંધે શું કીજેરે । દર્શન જ્ઞાન ચરિત્ર આદરિયેં, આપેં આપ તરીજેંરે ॥ શ્રીજિન૦ ॥ ૪ ॥ નવી જાણે તે પ્રથમ અંગમાં, આદિ ગુરૂકુલ વાસોરે કહ્યો ન તે વિણ ચરણ વિચારો, પંચાશકનય ખાસોરે ॥ શ્રીજિન૦ ॥ ૫ ॥ નિત્યેં ગુરૂકુલ વાસેં વસવું, ઉત્તરાધ્યયને ભાખ્યુંરે । તેહને અપમાને વલી તેહમાં, પાપશ્રમણપણું દાખ્યું-રે ॥ શ્રીજિન૦ ॥ ૬ ॥ દસ વૈકાલિક ગુરૂ શુશ્રુષા તસ નિંદા ફલ દાખ્યોરે । આવં-

તિમાં દૃઢસમ સુરદ્રુ, મુંનિકુલ અનુસુસમ આંખ્યારે ॥ શ્રીજિન૦ ॥ ૭ ॥ ગુરૂ દૃષ્ટિ અનુસારેં રહેતા, લહે પ્રવાહ પ્રવાદૈરે ।એ પ્રણુ અર્થ તિહાં મન ધરિયેં બહુ ગુણ સુગુરુ પ્રસાદૈરે ॥ શ્રીજિન૦ ॥ ૮ ॥ વિનય વધે ગુરૂ પાસેં વસતાં, જે જિનશાસન મૂલેરે । દર્શન નિર્મલ ઉચિત પ્રવૃત્તિ, શુભરાગે અનુકૂલેરે ॥ શ્રીજિન૦ ॥ ૯ ॥ વૈયાવચ્ચેં પાતક ત્રુટે, ખંતાદિક ગુણ શકિતરે । હિતોપદેશે સુવિહિત સંગે, બ્રહ્મચર્યની ગુપ્તિરે ॥ શ્રીજિન૦ ॥ ૧૦ ॥ મન વાધે મૃદુ બુદ્ધિ કેરા, મારગ ભેદ ન હોવેરે । બહુ ગુણ જાણે એ અધિકારેં, ધર્મરયણ જો જોવેરેં ॥ ॥ શ્રીજિન૦ ॥ ૧૧ ॥ નાણ તણો સંભાગી હોવે, થિર મન દર્શન ચરિ-તેરે । ન ત્યજે ગુરુ કહિયેં એ બુધ ભાખ્યું, આવશ્યક નિર્યું કતેંરે ॥ શ્રીજિન૦ ॥ ૧૨ ॥ ભૌતપ્રતે જેમ બાણે

હણતા, પગ. અણફરસી સંભારારે । ગુરૂ છોડિ આહારતણો ખપ, કરતા તે મુનિ નિવરારે ॥ શ્રીજિન૦ ॥ ૧૩ ॥ ગુરૂકુલવાસેં જ્ઞાનાદિક ગુણ, વાચંયમને વાધેરે । તો આહારતણો પણ દૂષણ, ખપ કરતાં નવિ બાધેરે ॥ શ્રીજિન૦ ॥ ૧૪ ॥ ધર્મરતન ઉપદેશપદાદિક, જાણી ગુરૂ આદરવોરે । ગચ્છ કહ્યો તેનો પરિવારો, તે પણ નિત અનુસરવોરે ॥ શ્રીજિન ॥ ૧૫ ॥ સારણવારણ પ્રમુખ લહીને, મુકિત મારગ આરાધેરે । સુભવીરય તિહાં સુવિહિત કિરિયા, દેખાદેખેં વાધેરે ॥ શ્રીજિન૦ ॥ ૧૬॥ જલધી તણો સંખોભ અસહતા, જેમ નીકલતા મીનોરે । ગચ્છ સારણાદિક અણસહતા, તિમ મુનિ દુખિયા દીનોરે ॥ શ્રીજિન૦ ॥૧૭॥ કાક નર્મદાતટ જેમ મૂકી, મૃગ તૃષ્ણાજલ જાતારે । દુઃખ પામ્યા તેમ ગચ્છ તજીને આપમતિ મુનિ થાતારે ॥ શ્રીજિન૦ ॥ ૧૮ ॥

પાલવિના જેમ પાણી ન રહે, જીવવિના જેમ કાયારે । ગીતારથવિણ તેમ મુનિ ન રહે, જુઠ કષ્ટની માયારે ॥ શ્રીજિન૦ ॥ ૧૯ ॥ અંધપ્રતેં જેમ નિર્મળ લોચન, મારગમાં લેઈ જાયરે । તેમ ગીતારથ મૂરખ મુનિને. ૬૮ આલંબન થાયરે ॥ શ્રીજિન૦ ॥ ૨૦ ॥ સમભાવી ગીતારથનાણી, આગમમાંહેં લહિયેંરે । આતમઅરથી સુભમતિ સજ્જન, કહો તે વિણ કેમ રહિયેરે ॥શ્રીજિ૦ ॥ ૨૧ ॥ લોચન આલંબન જિનશાસન, ગીતારથ છે મેઢીરે । તે વિણ મુનિ ચઢની સંયમની, આરોહે કેમ સેઢીરે ॥ શ્રીજિન૦ ॥ ૨૨ ॥ ગીતારથનેં મારગ પૂછી, છાંડી જેં ઉન્માદોરે । પાલે કિરિયા તે તુજ ભક્તિ પામે જગજશ વાદેરે ॥ શ્રીજિન૦ ॥ ૨૩ ॥

---

## ॥ ઢાલ છઠી ॥

॥ રાસુડાની દેશી અથવા હીત શીક્ષા છત્રીશીનાદેશી

પ્રથમ જ્ઞાનને પછે અહિંસા, દસવૈકાલિક સખીરે । જ્ઞાનવંત તે કારણ ભજિયે, તુજ આણા મન રાખીરે ॥ સાહેબ સુણજોરે॥ ૧ ॥ દ્રવ્ય ખેત્રને કાલ ન જાણે, ભાવ પુરૂષ પડિસેવરે । નવિ ઉત્સર્ગ લહે અપવાદ, અગીતારથ નિત મેવરે ॥ સા૦ ૨ ॥ સચિત્ત અચિત્તમિશ્ર નવિ જાણે, કલ્પ અકલ્પ વિચારે યોગ્ય ન જાણે નિજ નિજ ઠામે, દ્રવ્ય યથાસ્થિત સારરે ॥ સા૦ ૩ ॥ ખેત્ર ન જાણે તેહ યથાસ્થિત, જન પદ અધ્વવિશેષરે । સુભિક્ષ દુર્ભિક્ષ કલ્પ ન જાણે, કાલ વિચાર અશેષરે ॥ સા૦ ૪ ॥ ભાવ હિઠ્ઠ ગિલાણ ન જાણે, ગાઢ અગાઢહ કલ્પરે । ખમતો અખમતો જન ન લહે, વસ્તુ અવસ્તુ અનલ્પરે ॥ સા૦ ૫ ॥ જે આકુટી પ્રમાદે દર્પે, પડિસેવા વલિ કલ્પરે । નવિ જાણે તે તસ યથા-

સ્થિત, પાયચ્છિત વિકલ્પરે ॥ સા૦ ૬ ॥ નયણુ રહિત જેમ અનીપુણુદેશે, પંથ નઠુ જેમ સત્થરે । જાણે હું ઠામે પોચાવું, પણ નહીં તેહ સમત્થરે ॥ સા૦ ૭ ॥ અગીતાર્થ તેમ જાણે ગરવે, હું ચલવું સવિ ગચ્છરે । પણ તસપાસે ગુણગણ ત્રાસે, હોઈ ગલાગલ મચ્છરે ॥ સા૦ ૮ ॥ પચ્છિતે અતિમાત્ર દએ જે, અપચ્છિતે પચ્છિત્તરે । આસાયણ તિસ સૂત્રે બોલી, આસાયણ મિચ્છત્તરે ॥ સા૦ ૯ ॥ તવસી અબહુશ્રુત વિચરંતો, કરી દોષની શ્રેણિરે । નવિ જાણે તે કારણ તેહને, કેમ વાધે ગુણ શ્રેણિરે ॥૧૦॥ માર્ગમાત્ર જાણે જેમ પંથી, અલહી તાસ વિસેસરે । લિંગાચાર માત્ર તે જાણે, પામે સુદ્ધ કલેશરે ॥ સા૦ ૧૧ ॥ ભેદ લહ્યાવિણ નાનાપરિણતિ, મુનિમનની ગત બોધરે । ખિણશાતા ખિણત્રાતા થાતા, અંતે ઉપાઇ વિરો-

ધરે ॥ સા૦ ૧૨ ॥ પથ્થરસમ પામર આદ-
રતાં, મણિસમ બુધ જન છોડિરે । લજ્જાવિણ
આગમથિતિનો, તે પામેં બહુ ખોડિરે ॥
સા૦ ૧૩ ॥ જ્ઞાનભગિત ભાંજી અણુલહેતા,
જ્ઞાનતણો ઉપચારરે । આશાતરેં મારગ લોપે,
ચરણ કરણનો સારરે ॥ સા૦ ૧૪ ॥ ઉત્કર્ષી
તેહને દે શિક્ષા, ઉદાશીનતા જે સારરે । પુરૂષ-
વચન તેહને તે બોલે, અંગ દહે આચરરે
॥ સા૦ ૧૫ ॥ અમસરિખા હો જો તુમ
જાણો, નહીં તો સ્યા તુમ બોલરે । એમ
ભાખિ જાત્થાદિક દુષણ, કાઢે તેહ નીટોલરે
॥ સા. ૧૬ ॥ પાસત્થાદિક દૂષણ કાડી, હીલે જ્ઞાની
તેહરે । યથા છંદતા વિણુ ગુરુ આણા નવિ
જાણે નિજરેહરે ॥ સા૦ ૧૭ ॥ જ્ઞાનીથી તેમ
અલગા રહેતા, હંસ થકી જેમ કાકરે । ભેદ
વિનયના બાવન ભાખ્યા, ન લહે તસ પરિ-
પાકરે ॥ સા૦ ૧૮ ॥ સર્વ ઉદ્યમેં પણ તસ

બહુ ફલ, પડે દૃષ્ટ અન્નાણુરે । સૂત્ર અભિન્ન-
તણે અનુસારેં, ઉપદેશમાલા વખાણુરે ॥ સા૦
૧૯ ॥ તે તો ઋજુભાવે એકાકી, ચાલે તેહને
જુત્તરે । વામ્ય કુવાસન જે અકુવાસન, દેશા-
રાધક ઉત્તરે ॥ સા૦ ૨૦ ॥ અજ્ઞાની ગુરૂતણે
નિયોગે, અથવા શુભ પરિણામરે । કમ્મપયડી
સાખે સુદૃષ્ટિ, કહિયેં એહનો ઠામરે ॥ સા૦
૨૧ ॥ જે તો હઠથી ગુરૂને મુંડી, ભગ્નચરણ
પરિણામરે । સર્વ ઉદ્યમેં પણ તસ નિશ્ચય,
કાંઈ ન આવે ઠામરે ॥ સા૦ ૨૨ ॥ આણા રૂચિ
વણુ ચરણ નિષેધેં, પંચાશકેં હરિભદ્દરે ।
વ્યવહારેં તો થોડું લેખે, જેહ સકકારેં સદ્દરે
॥ સા૦ ૨૩ ॥ શિષ્ય કહે જો ગુરૂ અજ્ઞાની
ભણતાં ગુણનિધિ જાણીરે । જો સુવાસના તો
કિમ ત્યજતાં, તેને અવગુણ જાણીયે ॥ સા૦
૨૪ ॥ ગુરુ બોલે શુભ વાસના કહિયેં, પન્ન
વણિજજ સ્વભાવરે । તે આયત્તપણે છે આપેં;

જશ મને ભદ્રક ભાવેરે ॥ સા૦ ૨૫ ॥ સૂધું માની સૂધું થાતાં, ચઉભંગી આચારરે । ગુરુ કહણે તેહમાં ફલ જાણી લહીયેં સુજશ અપારરે ॥ સા૦ ૨૬ ॥

---

## ॥ ઢાલ સાતમી ॥

॥ રાજગીતાની દેશી અથવા સુરતી મહીનાની ॥

કોઈ કહે ગુરૂ ગચ્છ ગીતારથ સારથ શુદ્ધ માનુ પણ નવિ દિસે જોતાં કોઈ વિશુદ્ધ । નિપુણ સહાય વિના કહયો સુત્રેં એક વિહાર તેહથી એકાકી રહેતાં નહીં દોષ લગાર ॥ ૧ ॥ અણ દેખતાં આપમાં તે સવિ ગુણનો યોગ, કિમ જાણે પરમાં વન ગુણનો મુલ વિયોગ । છેદ દોષ તાંઇ નવી કહ્યા પ્રવચને મુનિ દુ:શીલ, દોષ લવે પણ થિર પરિણામી બકુસ કુશીલ ॥ ૨ ॥ જ્ઞાનાદિક ગુણ પણ

ગુરૂવંદિક માંહે જોય, સર્વ પ્રકારે નિર્ગુણ નવિ આદરવો હોય । તે છાંડે ગીતારથ જે જાણે વિધિ સર્વ, ગલ.નૈષધ દૃષ્ટાંતે મુઢ ધરે મન ગર્વ ॥ ૩ ॥ તે કારણ ગીતારથને છે એક વિહાર, અગીતાર્થને સર્વ પ્રકારે તે નહીં સાર । પાપ વરજતો કામ અસજતો ભાખ્યો જેહ, ઉત્તરાધ્યયને ગીતારથ એકાકી તેહ ॥ ૪ ॥ પાપ તણો પરિવર્જનને વલિ કામ અસંગ, અજ્ઞાનીને નવી હુએ તે નવિ જાણે ભંગ । અજ્ઞાની સું કરશે શું લહશે શુભ પાપ, દશવૈકાલિક વયણે પંચાશક આલાપ ॥ ૫ ॥ એક વિહારે દોષા આચારે સંવાદ, બહુ ક્રોધાદિક દૂષણ વલી અજ્ઞાન પ્રમાદ । વલિય વિશેષે વાર્યો છે અવ્યક્ત વિહાર, પંખીપોત દૃષ્ટાંતે જાણો પ્રવચનસાર ॥ ૬ ॥ એકાકીને સ્ત્રી રિપુ શ્વાનતણો ઉપઘાત, ભિક્ષાની નવી શુદ્ધિ મહા વ્રતનો પણ

ઘાત । એકાકી સ્વચ્છંદપણે નવિ પામે ધર્મ, નવિ પામે પૃચ્છાદિક વિણુ તે પ્રવચન મર્મ ॥ ૭ ॥ સુમતિ ગુપતિ પણ ન ધરે એકાકી નિઃશંક, ભાવ પરાવર્તે આલંબન ધરે સપંક । જુદા જુદા થાતાં થવિર કલ્પનો ભેદ, ડોલાએ મન લોકના થાએ ધર્મ ઉચ્છેદ ॥ ૮ ॥ ટોલે પણ જો ભોલે અંધ પ્રવાહ નિપાંત, આણા વિણ નવિ સંઘ છે અસ્થિ તણો સંઘાત । તો ગીતારથ ઉદ્ધરે જેમ હરી જલથી વેદ, અગીતારથ નવિ જાણે તે સવિ વિધિનો ભેદ ॥ ૯ ॥ કારણથી એકાકીપણું પણ ભાખ્યું તાસ, વિષમકાલમાં તો પણ રૂડો ભેલો બાસ । પંચકલ્પ ભાષ્યે ભણ્યું આતમ રક્ષણ એમ, શાલિ એરંડ તણે એમ ભાંગે લહિએ ખેમ ॥ ૧૦ ॥ એકાકી પાસત્થો સ્વચ્છંદો ગતયોગ, ઠાણવાસી ઉસન્નો બહુ દૂષણ સંયોગ । ગચ્છવાસી અણુઓગો ગુરૂ

સેવી વલિ હોય, અનિયતવાસી આઉ તો બહુગુણ એમ જોમ ॥ ૧૧ ॥ દોષલાણી ગુણ વૃદ્ધિ જયણા ભાખે સૂરિ, તે શુભ પરિવારેં હુયે વિઘન ટલે સવિ દૂરિ । દેવ ફલે જો આંગણે તુઝ કરૂણા સુર વેલિ, શુભ પરિવારેં લહિએ તો સુખ જસ રંગરેલિ ॥ ૧૨ ॥



## ॥ ઢાલ આઠમી ॥

॥ પ્રભુ ચિત્ત ધરીને અવધારો મુજ વાત—એ દેશી ॥

કોઈ કહે સિદ્ધાંતમાંજી, ધર્મ અહિંસા સાર । આદરિયેં તે એકલીજી, ત્યજીયેં બહુ ઉપચાર ॥ મનમોહન જિનજી, તુજ વચણે મુજ રંગ ॥ ૧ ॥ નવિ જાણે તે સર્વ ત્યજીને, એક અહિંસા રંગ । કેવલ લૌકિક નીતિ હોવે, લોકોત્તર પંથ ભંગ ॥ મન૦ ॥ ૨ ॥ વનમાં વસતો બાલ તપસ્વી, ગુરૂ નિશ્રાવિણ સાધ । એક અહિંસાયેં તે રાચે, ન લહે

મર્મ અગાધ ॥ મન૦ ૩ ॥ જીવાદિક જેમ બાલ તપસ્વી, અણુજાણુંતો મુદ્ધ । ગુરૂ લઘુ ભાવ તથા અણુલહેતો, ગુરૂવર્જિત મુનિ શુદ્ધ ॥ મન૦ ॥ ૪ ॥ ભાવ મોચક પરિણામ સરિખો, તેહનો શુભ ઉદ્દેશ । આણારહિત પણે જાણીજે, જોઇ પદ ઉપદેશ ॥ મન૦ ૫ ॥ એક વચન ઝાલીને છાંડે, બીજા લૌકિક નીતિ । સકલ વચન નિજ ઠામે જોડે, એ લોકોત્તર નીતિ ॥ મન૦ ॥ ૬ ॥ જિનશાસન છે એક ક્રિયામાં, અન્ય ક્રિયામાં સંબંધ જેમ ભાખી જે ત્રિવિધ અહિંસા, હેતુ સ્વરૂપ અનુબંધ ॥ મ૦ ॥ ૭ ॥ હેતુ અહિંસ જયણારુપેં, જંતુ અઘાત સ્વરૂપ । ફલરૂપ જે તેહ પરિણામે, તે અનુબંધ સ્વરૂપ । મન૦ ॥ ૮ ॥ હેતું સ્વરૂપ અહિંસા આપેં શુભ ફલ વિણુ અનુબંધ । મુદ્ધ અજ્ઞાન થઈ તે આપે, હિંસાનો અનુબંધ ॥ મન૦ ૯ ।

નિન્હવ પ્રમુખતણી જેમ કિરિયા, જેહ અહિં-સારૂપ । સુર દુરગતિ દેઈ તે પાડે, દુત્તર ભવજલ કૂપ ॥ મન૦ ૧૦ ॥ દુર્બલ નગ્ન માસ ઉપવાસી, જો છે માયા રંગ । તોપણ ગરભ અનંતા લેશે, બોલે બીજું અંગ ॥ મન ૧૧ ॥ નિંદિત આચારે જિનશાસન. જેહને હીલે લોક । માયા પેહેલી તસ અજ્ઞાને, સર્વ અહિંસા ફોક ॥ મન૦ ૧૨ ॥ સ્વરૂપથી નિરવદ્ય તથા જે, છે કિરિયા સાવદ્ય । જ્ઞાન શકિતથી તેહ અહિંસા, હિએ અનુબંધે સદ્ય ॥ મન૦ ૧૩ ॥ જિનપૂજા અપવાદ પદાદિક શીલવ્રતાદિક જેમ । પુણ્ય અનુત્તર મુનિને આપી, દિએ શિવપદ બહુ ખેમ ॥ મન૦ ૧૪ ॥ એહ ભેદ વિણુ એકુ અહિંસા, નવિ હોવે થિર થંભ । યાવત યેગ ક્રિયા છે તાવત, બોલ્યો છે આરંભ ॥ મન૦ ૧૫ ॥ લાગે પણ લગવે નહિં હિંસા. મુનિ એ માયા વાણી ।

શુભ કિરિયા લાગી જે આવે; તેમાં તો નહિ હાણી ॥ મન૦ ૧૬ ॥ હિંસા માત્ર વિના જો મુનિને, હોય અહિંસક ભાવ । સુક્ષ્મ એકે દ્રિને હોવે, તો તે શુદ્ધ સ્વભાવ ॥મન૦૧૭॥ ભાવે જે અહિંસા માને, તે રુવિ જોડે ઠામ । ઉત્સર્ગે અપવાદે વાણી, જિનની જાણે જામ ॥મન૦ ૧૮ ॥ કોઇ કહે ઉત્સર્ગે આણા છાંદો છે અપવાદ । તે મિથ્યા અણપામે અર્થે, સો ધારણ વિધિવાદ ॥ મન૦ ૧૯ ॥ મુખ્ય પણે જેમ ભાવે આણા, તેમ તસ કારણ તેહ । કાર્ય ઇચ્છતો કારણ ઇચ્છે, એ છે શુભ મતિ રેહ ॥ મન૦ ૨૦ ॥ કલ્પે વચન કહ્યું અપવાદે, તે આણાનું મુલ । મિશ્રપક્ષ તો મુનિને ન ઘટે, તેહ નહી અનુકુલ ॥ મન૦ ૨૧ ॥ અપુનર્બંધકથી માંડીને, જાવ ચરમ ગુણઠાણ । ભાવ અપેક્ષાયે જિન આણા, મારગ ભાખે જાણ ॥ મન૦ ૨૨ ॥ એક અહિંસામાં જે

ણા, ભાખે પૂરવ સૂરિ । તે એકાંત મતિ
ં અહિયેં, તિહાં નય વિધિ છે ભુરિ ॥ મન૦
॥ આતમભાવ હિંસનથી હિંસા, સઘલા
પાપ સ્થાન । તેહથકી વિપરિત અહિંસા
। વિરહનું ધ્યાન ॥ મન૦ ૨૪ ॥ તસ
ાય જે જે આગમમાં, બહુંવિધ છે વ્યવ-
। તે નિઃશેષ અહિંસા કહિયે, કારણ ફલ
ચાર ॥ મન૦ ૨૫ ॥ જીવ અજીવ વિષય
હિંસા, નૈગમનય મત્ત જુત્ત । સંગ્રહ
રહારે ષટકાયેં, પ્રતિ જીવેં રુજૂ સૂત ॥
૦ ૨૬ ॥ આતમરૂપ શબ્દનય તિને;
ે એમ અહિંશ । ઓઘવૃત્તિ જોઇને
હયેં, સુખ જશ લીલ પ્રશંસ ॥ મન૦ ૨૭॥

---

## ॥ ઢાલ નવમી ॥

॥ ચૈત્રી પુનમ અનુક્રમે—એ દેશી, ॥

િક સુત્રજ બાહરે અર્થ ન માને સાર;

જિનજી । આપમતિ અવલું કરે, ભૂલા તેહ ગમાંર; જિનજી । તુઝ વયણેં મન રાખીયેં ॥ ૧ ॥ પ્રતિમા લોપે પાપીઆ, યોગ અને ઉપધાન; જિ૦ । વાસ ન સિર ધરે, માયાવી અજ્ઞાન ॥ જિ૦ તુઝ૦ ॥ ૨ ॥ આચરણા તેહની નવી, કેતિ કહિયેં દેવ; જિ૦ । નિત ત્રુટે છે સાંધતા, ગુરૂવિણ તેહની ટેવ ॥ જિ૦ તુજ૦ ॥ ૩ ॥ વૃત્તિપ્રમુખ જોઈ કરી, ભાખે અ ગમ આપ; જિ૦ । તેહ મૂઢા ઓલવે જેમ કુપુત્ર નિજ બાપ ॥ જિ૦ તુજ૦ ॥ ૪ ॥ વૃત્યાદિક અણમાનતા, સૂત્ર વિરાધે દિન; જિ૦ । સૂત્ર અરથ તદુભય થકી, પ્રત્યનીક કહ્યા તીન ॥ જિ૦ તુજ ૫ ॥ અક્ષર અર્થજ એકલો જો આદરતા એમ, જિ૦ । ભગવઇ અંગે ભાખિઓ, ત્રિવિધ અર્થ તો કેમ ॥ જિ૦ તુજ૦ ॥ ૬ ॥ સૂત્ર અરથ પહેલો બીજો નિજ્જુત્તીયે મીસ, જિ૦ । નરવિશેષ ત્રીજો

વલી, ઇમ ભાખે જગદીશ ॥ જિ૦ તુજ૦ ૭ ॥
છ,યા નર ચાલે ચલે, રહે થિતિ તસ જેમ !
જિ૦ । સત્ર અરથ ચાલેચલે, રહે થિતિ તસ તેમ
॥ જિ૦ તુજ ૮ ॥ અર્થ કહે વિધિ વારણા,
ઉભય સત્ર જેમ ઠાણ,જિ૦ । તેમ પ્રમાણ સામા-
ન્યથી નવિ પ્રમાણ અપમાણ ॥ જિ૦તુજ૦ ૯ ॥
આંધપંગુ જેમ બે મલે. ચાલે ઇચ્છિત ઠાણ;
જિ૦ । સત્ર અરથ તેમ જાણીયેં, કલ્પ ભાષ્યની
વાણ ॥ જિ૦ તુજ૦ ૧૦ ॥ વિધિ ઉદ્યમ ભય
વર્ણના ઉત્સર્ગહ અપવાદ; જિ૦ । તદુભય
અર્થે જાણીયે, સૂત્ર ભેદ અવિવાદ ॥ જિ૦
તુજ૦ ૧૧ ॥ એહ ભેદ જાણ્યા વિના, કંખા
મોહ લહંત; જિ૦ । અંગંતર પ્રમુખે કરી;
ભાખ્યું ભગવઇ તંત ॥ જિ૦ તુજ૦ ૧૨ ॥
પરિવાસિતવારી કરી, લેપન અશન અશેષ;
જિ૦ । કારણથી અતિ આદરયા. પંચકલ્પ
ઉપદેશ ॥ જિ૦ તુજ૦ ૧૩ ॥ વર્ષાગમન નિ
વારીઓ. કારણે ભાખ્યું તેહ; જિ૦ । ઠાણાંગે

શ્રમણીપણું, અવલંબાદિક જેહ ॥ જિ૦ તુજ૦ ૧૪ ॥ આધાકર્માદિક નહીં, બંધ તણો એકંત; જિ૦ । સુંયમરે તે કેમ ઘટે, વિણ વૃત્યાદિક તંત ॥ જિ૦ તુજ૦ ૧૫ ॥ વિહરમાન ગણધર પિતા, જિન જનકાદિક જેહ; જિ૦ કેમવલી આવશ્યકતણો, સૂત્ર માત્ર નહીં તેહ ॥ જિ૦ તુજ૦ ૧૬ ॥ અર્થ વિના કેમ પામિયેં ભાવ સકલ અનિબદ્ધ; જિ૦ ગુરૂ મુખ વાણી ધારતાં, હોવે સર્વ સુબદ્ધ ॥ જિ૦ તુજ૦ ૧૭॥ પુસ્તક અર્થ પરંપરા, સઘળો જેહને હાથ; જિ૦ । તે સુવિહત અણમાનતાં, કેમ રહેસે નિજ આથ ॥ જિ૦ તુજ૦ ૧૮ ॥ સદ્ગુરુ પાસે શિખતાં, અર્થ ન માહે વિરોધ; જિ૦ । હેતુ વાદ આગમપ્રતેં, જાણે જેહ સુબોધ ॥ જિ૦ તુજ૦ ૧૯ ॥ અર્થે મત ભેદાદિકે, જેહ વિરોધ ગણંત, જિ૦ । તે સૂત્રે પણ દેખશે, જો હોશે એકંત ॥ જિ૦ તુજ૦ ૨૦ ॥ સંહરતા

જાણે નહીં, વીર કહે એમ કલ્પ; જિ૦ ।
પ્રહુત્તા પણ નાણુનો, પ્રથમ અંગ છે
કલ્પ ॥ જિ૦ તુજ૦ ૨૧ ॥ ઋષભકુટ
અડજોયણો, જંબુપન્નત્તિ સાર, જિ૦ ।
બાર વલી પાઠાંતરે, મુલ કહે વિસ્તાર ॥
જિ૦ તુજ૦ ॥ ॥ સત્તાવન સય મલ્લિને,
મન નાણી સમવાય, જિ૦ । આઠ સયા જ્ઞાતા
કહે. એ તો અવર ઉપાય ॥ જિ૦ તુજ૦ ॥
૨૩ ॥ ઉત્તરાધ્યાયને સ્થિતિ કહી અંતર-
મુહુર્ત જઘન્ય; જિ૦ । વેદનીયની બાર તે,
પન્નાવણામાં અન્ય ॥ જિ૦ તુજ૦ ૨૪ ॥
અનુયોગદ્વારે કહ્યા જઘન નિખેપા ચાર,
જિ૦ । જીવાદિક તો નવિ ગટે, દ્રવ્ય ભેદ
આધાર ॥ જિ૦ ॥ તુજ૦ ૨૫ ॥ એમ બહુ-
વચન નયતરે, કોઇ વાચના ભેદ જિ૦
એમ અર્થે પણ જાણીયે, નવિ ધરીયે મન
ભેદ ॥ જિ૦ તુજ૦ ૨૬ ॥ અરથકારીથી આજ

ના, અધિકા શુભ મતિ કોણુ; જિ૦ ॥ તોલે અમિયતણે નહિ, આવે કહિયેં લુણ ॥ જિ૦ તુજ ૨૭૦ ॥ રાજા સૂરિખું સૂત્ર છે, મંત્રી સૂરિખો અર્થ: જિ૦ । એમાં એક હેલીઓ, હિયે સંસાર અનર્થ ॥ જિ૦ તુજ ૦ ૨૮ ॥ જે સમતોલેં આચરે, સૂત્ર અર્થસું પ્રિતિ; જિ૦ । તે તુઝ કરૂણાયેં વરે, સુખ જશ નિર્મલ નીતિ ॥ જિ૦ તુજ૦ ૨૯ ॥

---

## ॥ ઢાલ દશામી ॥

॥ આપ છંદે છબીલા હલવેં—એ દેશી. ॥

જ્ઞાનવિના જે જીવનેરે, ક્રિયામાં છે દોષરે । કર્મબંધ છે તેહથીરે, નહિ સમ સુખ સંતો-ષરે ॥ ૧ ॥ પ્રભુ તુઝવાણી મીઠડીરે; મુઝમન સેહેજ સુહાયરે । અમીયસમી મન ધારતારે પાપ તાપ સવિ જાયરે । પ્રભુ તુજવાણી મીઠડીરે એ આંકણી૦ ॥ ૨ ॥ લોકપંતિ ક્રિયા કરેરે, મન મેલે અનતાણુરે । ભવઇચ્છા-

ના જોરથીરે, વિણ શિવસુખ વિન્નાણરે ॥ પ્રભુ૦ સુગ૦ ૩ ॥ કાગકુંભસમ ધર્મનુરે, મૂલ કરી એમ ગુઝરે । જનરંજન કેવલ લહેરે, ન લહે શિવતરૂ ગુઝરે ॥ પ્રભુ૦ સુગ૦ ૪ ॥ કરૂણા ન કરે હીનનીરે; વિણ પણિહાણ સનેહરે । દ્વેષ ધરંતાં તેહશુંરે, હેઠા આવે તેહરે ॥ પ્રભુ૦ સુગ૦ ૫ ॥ એક કાજમાં નવિ ધરેરે, વિણ પ્રવર્તિ થિર ભાવરે । જિહાં તિહાં મોહોડું ઘાલતાંરે ધારે ઢોર સ્વભાવરે ॥ પ્રભુ૦ સુગ૦ ૬ ॥ વિના વિઘન જય સાધુનેરે, નવિ અવિછિન્ન પ્રયાણરે । કિરિયાથી શિવપુરી હોય રે કેમ જાણે અન્નાણરે ॥ પ્રભુ૦ સુગ૦ ૭ ॥ શીત તાપ મુખ વિઘન છેરે; બાહેર અંતર વ્યાધિરે । મિથ્યાદર્શન એહનીરે, માત્રા મૃદુ મધ્યમાધિરે ॥ પ્રભુ૦ સુગ૦ ૮ ॥ આસન અશન જયાદિકેરે, ગુરુયોગે જય તાસરે ।

વિઘન જોર એ નવિ ટલેરે, વગર જ્ઞાન અ-
ભ્યાસરે ॥ પ્રભુ૦ સુજ૦ ૯ ॥ વિનય ઋષિક
ગુણ સાધુનોરે, મધ્યમનો ઉપગારરે । સિદ્ધિ
વિના હોવે નહીંરે, કૃપા હીનની સારરે ॥
પ્રભુ૦ સુજ૦ ૧૦ ॥ વિણુ વિનિયોગ ન સં-
ભવેરે, પરને ધર્મ યોગરે । તેહ વિના જન-
માંતેરરે, નહિ સંતતિ સયોગરે ॥ પ્રભુ૦
સુજ૦ ૧૧ ॥ કિરિયામાં બેઠે કરીરે, દઠતા
મનની નાહિરે । મુખ્ય હેતુ તે ધર્મનોરે;
જેમ પાણી કૃષિમહિરે ॥ પ્રભુ૦ સુજ૦
॥ ૧૨ ॥ બેઠા પણ જે ઉપજેરે, કિરિ-
યામાં ઉદ્વેગરે । યોગદ્વેષથી તે ક્રિયારે,
રાજવેઠસમ વેગરે ॥ પ્રભુ૦ સુજ૦ ૧૩ ॥
ભ્રમથી જેહ ન સાંભરેરે, કાંઇ અકૃત કૃત
કાજરે । તેહથી શુભકિરિયા થકીરે, અર્થ
વિરોધી અકાજરે ॥ પ્રભુ૦ સુજ૦ ૧૪ ॥
શાંત વાહિતા વિણ હોવેરે, જે યોગે ઉત્થનારે

। ત્યાગ યોગ છે તેહથીરે, અણુછંડાતું ધ્યાનરે ॥ પ્રભુ૦ સુજ૦ ૧૫ ॥ વિચે વિચે બીજા કાજમાંરે, જાએ મન તે ખેપરે । ઉખણતાં જિમ શાલિનુંરે, ફલ નહીં તિહાં નિર્લેપરે ॥ પ્રભુ૦ સુજ૦ ૧૬ ॥ એકજ ઠામેં રંગથીરે, કિરિયામાં આસંગરે । તેહજ ગુણઠાણે થિતિરે, તેહથી ફલ નહીં ચંગરે ॥ પ્રભુ૦ સુજ૦ ૧૭ ॥ મંડી કિરિયા અવગણીરે, બીજે ઠામે હર્ષરે । ઇષ્ટ અર્થમાં જાણીયેરે, અંગારાનો વર્ષરે ॥ પ્રભુ૦ સુજ૦ ૧૮ ॥ રોગ હોએ સમજણ વિનારે, પીડા ભંગ સુરૂપરે । શુદ્ધ ક્રિયા ઉચ્છેદથીરે, તેહ વંધ્ય ફલ રૂપરે ॥ ॥ પ્રભુ૦ સુજ૦ ૧૯ ॥ માનહાનીથી દુ:ખ હિએરે, અંગવિના જેમ ભોગરે । શાંતે દાત્ત પણાવિનારે, તેમ કિરિયાનો યોગરે ॥ પ્રભુ૦ સુજ૦ ૨૦ ॥ શાંત તે કષય અભાવથીરે, જે ઉદાત્ત તે ગંભીરરે । કિરિયા દોષ ત્યજી

લહેરે, તે સુજશ ભર ધીરરે ॥ પ્રભુ૦ સુજ૦ ૨૧ ॥

---

## ॥ ઢાલ અગીયારમી ॥

દોહા.

એકવીસ ગુણ પરિણમે, જાસ ચિત્ત નિત મેવ । ધરમ રતનની યોગ્યતા, તાસ કહે તું દેવ ॥ ૧ ॥ ૧ ખુદ્દા નહી ૨ વલિ રૂપનિધિ, ૩ સોમ્ય ૪ જનપ્રિયજ ધન્ય । ૬ ક્રૂર નહીં ૫ ભીરૂવલી, ૭ અસઠ ૮ સાર દખિન્ન ॥૨॥ ૯ લજ્જાલુઓ ૧૦ દયાલુઓ, ૧૧ સોમદિઠ્ઠી મજ્જથ્થ । ૧૨ ગુણરાગી ૧૩ સતકથ ૧૪ સુપખ્ખ ૧૫ દીરઘદરશિ અથ્થ ॥૩॥ ૧૫ વિશેષજ્ઞ ૧૭ વૃદ્ધાનુગત, ૧૮ વિનયવંત ૧૯ કૃતજ્ઞાણ । ૨૦ પરહિતકારી ૨૧ લબ્ધલખ્ખ, ગુણ

ાકવીશ પ્રમાણ ॥૪॥ ખુદ નહીં તે જેહ મને,
ાતિ ગભીર ઉદાર । ન કરે જન ઉતાવલો,
ાજપરનો ઉપગાર ॥ ૫ ॥ શુભ સંઘયણી
પનિધિ, પૂરણ અંગઉપંગ । તે સમ-
થ સેજે ધરે, ધર્મ પ્રભાવન અંગ
૬ ॥ પાપ કર્મે વર્તે નહીં, પ્રકૃતિ સેાૌમ્ય
ગ મિત્ત । સેવનીક હોવે સુખે, પરને પ્રશમ
ામિત્ત ॥ ૭ ॥ જન વિરૂદ્ધ સેવે નહીં, જન
ાય ધર્મે સુર । મલિન ભાવ મનથી તજી,
રી શકે અક્રૂર ॥ ૮ ॥ ઇહ પરલોક અપાય
।, બીહે ભીરૂક જેહ । અપયશથી વલી
ર્મનો, અધિકારી છે તેહ ॥ ૮ ॥ અશઠ ન
ચે પરપ્રતેં; લહે કીર્તિ વિશ્વાસ । ભાવ
ાર ઉદ્યમ કરે, ધર્મ ઠામ તે ખાસ ॥૧૦॥
ાજ કાર્ય છાંડી કરી, કરે અન્ય ઉપકાર ।
ાદખિન્ન જન સર્વને, ઉપાદેય વ્યવહાર ॥૧૧॥
ાંગીકૃત ન ત્યજે ત્યજે, લજ્જાલુઆ અકાજ
ધરે દયાલુ ધર્મની, દયા મુલની લાજ ॥

૧૨ ॥ ધર્મ મર્મ અવિત્થ લહે, સોમદિટ્ઠિ
મજઝત્થ । ગુણસંયોગ કરે સદા, વરજે દોષ
અણુત્થ ॥ ૧૩ ॥ ગુણ રાગી ગુણ સંગ્રહે ફસે
ગુણ અનંત । ઉવેખે નિર્ગુણ સદા, બહુ માને
ગુણવત ॥ ૧૪ ॥ અશુભ કથા કલુષીત મતિ
નાસે રતન વિવેક । ધરમાર્થી સતકથા હુએ
ધર્મ નિદાન વિવેક ॥ ૧૫ ॥ ધર્મશીલ અનુકુલ
યશ સદાચાર પરિવાર । ધર્મ સુપકખ વિઘને
રહિત, કરી શકે તે સાર ॥ ૧૬ ॥ માંડે
સવિ પરિણામ હિત દીરઘદરશી કામ । લહે
ગુણ દોષ વસ્તુના, વિશેષજ્ઞ ગુણધામ ॥ ૧૭ ॥
વૃદ્ધાનુગત સુસંગતે, હોવે પરિણત બુદ્ધિ ॥
વિનયવંત નિયમા કરે જ્ઞાનાદિકની શુદ્ધિ ॥
॥ ૧૮ ॥ ગુણ લેઇ ગુરુઆદરે, તત્વબુદ્ધિ કૃત-
જાણ । પરહિતકારી પરપ્રતેં, થાપે માર્ગ સુજાણ
॥૧૯॥ શીખેલખે સુખેં સકલ, લબ્ધલક્ષ શુભકા-
જ । એમ એકવીશ ગુણે વર્યો, લહે ધર્મનું રાજ

॥૨૦॥ પૂરણ ગુણ ઉત્તમ કહ્યો, ધ્યમ પાદે હીન । અર્દ્ધહીન જઘન્ય જન, ઉપર દરિદ્રી હીન ॥૨૧॥ અરજે વરજી પાપને, એહ ધર્મ સામાન્ય । પ્રભુ તુઝ ભક્તિ જાણજે, તેહ હોયે જનમાન્ય ॥ ૨૨ ॥



## ॥ ઢાલ બારમી ॥

॥ = પાઈની દેશી ॥

એકવીસ ગુણ જેણે લહ્યા, જે નિજ મર્યાદામાં રહ્યા । તેહ ભાવ શ્રાવકના લહે, તસ લક્ષણ એ તુ પ્રભુ કહે ॥ ૧ ॥ કી વ્રત કર્મા શીલાધર. ગુણવંતોને ઋજુ વ્યવહારક ગુરુ સેવીન પ્રવચન દક્ષ, શ્રાવક ભાવે એ પ્રત્યક્ષ ॥ ૨ ॥ શ્રવણ જાણણા ગ્રહણ ઉદાર, પડિસેવા એ ચાર પ્રકાર । પ્રથમ ભેદના નામ ધારીયેં અર્થ તાસ ઈમ અવતારીયેં ॥ ૩ ॥ બહુમાને નિસુણે ગીયત્થ; પાસે ભંગાદિક બહુ અત્થ । જાણગુરુ પાસેં વ્રત ગ્રહે, પાલે ઉપ-

સર્ગાદિક સદ્દે ॥ ૪ ॥ સેવે આયણા ઉદ્દેષ પરગૃહ તજે અણુભ્મડવેસ । વચન વિકાર ત્યજે શિશુલીલ, મધુર ભણે એ ષટ વિધ શીલ. ૫. આયતન સેવે ગુણ પોષ, પરગૃહ ગમને વાધે દોષ । ઉદ્ભટ વેષ ન શોભા લાગ । વચન વિકારેં જાગે રાગ ॥ ૬ ॥ મોહતણો શિશુલીલા લિંગ, અનર્થ દંડ અછે એ ચંગ । કઠિન વચનનું જલ્પન જેહ, ધર્મિને નહિ સમ્મત તેહ ॥ ૭ ॥ ઉદ્યમ કરે સદા સજ્ઝાય, કરણ વિનયમાં સર્વ ઉપાય । અનભિનિવેશી રૂચિ જિન આણ, ધરે પંચગુણ એહ પ્રમાણ ॥ ૮ ॥ સજ્ઝાંયેં ધારે વૈરાગ, તપ નિમાદિક કરણે રાગ । વિનય પ્રયુંજે ગુણ નિધિતણો, જેમ મનવાધે આદર ઘણો ॥ ૯ ॥ અનભિનિવેશી અવિતત્થ ગણે, ગીતારથ ભાષીત જે સુણે । સદ્દહણાયેં સુણવા ચાહ, સમકિતનો મોટો ઉચ્છાહ ॥ ૧૦ ॥

અવિતથ કથન અવંચર ક્રિયા, પાતિક પ્રકટન મૈત્રીપ્રિયા । બોધ બીજ સદ્ભાવેં સાર, ચાર ભેદ એ ઋજુ વવહાર ॥ ૧૧ ॥ ગુરૂ સેવી ચઉવિહ સેવના, કારણ સંપાદન ભાવના । સેવે અવસરે ગુરૂને તેહ, ધ્યાનયોગનો ન કરે છેહ ॥ ૧૨ ॥ તિહાં પ્રવર્તાવેં પરપ્રતેં, ગુરૂગુણ ભાખે નિજ ઘર છતેં । સંપાદે ઔષધ સુખ વલી, ગુરૂભાવેં ચાલે અવિચલી ॥ ૧૩ ॥ સૂત્ર અર્થ ઉસ્સગ્ગવવાય, ભાવેં વ્યવહારેં સોપાય । નિપુણપણું પામ્યો છે જેહ, પ્રવચન દક્ષ કહિજે તેહ ॥ ૧૪ ॥ ઉચિત સૂત્ર ગુરુપાસેં ભણે, અર્થ સુતીર્થે તેહનો સુણે । વિષય વિભાગ લહે અવિવાદ, વલી ઉત્સર્ગ તથા અપવાદ ॥ ૧૫ ॥ પક્ષભાવ વિધિમાંહે ધરે, દેશકાલ સુખ જેમ અનુસરે । જાણે ગીતારથ વ્યવહાર તેમ સવિ પ્રવચન કુશલ ઉદાર ॥ ૧૬ ॥ કિરિયાગત એ ષટવિધ લિંગ,

ભાવે તું નિજરાજ અભંગ । એ વિધિ શ્રાવક જે આચરે, સુખ જશ લીલા તે આદરે ॥૧૭॥

---

## ॥ ઢાલ ૧૩ મી ॥

॥ છઠ્ઠી ભાવના મન ધરો—એ દેશી ॥

ભાવ શ્રાવકનાં ભાવિયે, હવે સત્તર ભાવ ગત તેહોરે;–નેહોરે, પ્રભુ તુઝ વચને અવિચલ હોજો એ ॥૧॥ ઇંત્થી ચંચલ ચિત્તથી, જે વાટ નરકની એ ટીરે । ખેટીરે, છાંડે એ ગુણ ધુરે ગુણો એ ॥ ૨ ॥ ઇંદ્રિય ચપલ તુરંગને જે રૂંધે જ્ઞાનની રાશિરે । પાસેરે, તે બીજો ગુણ શ્રાવક ધરે એ ॥ ૩ ॥ ક્લેશતણું કારણ ઘણું, જે અર્થ અસારજ જાણેરે ॥ આણેરે. તે ત્રીજો ગુણ નિજ સંનિધિ એ ॥ ૪॥ ભવવિડંબનામય અછે, વલી દુઃખરુપી દુઃખ હેતોરે । ચેતોરે, એમ ચોથો ગુણઅંગી કરે એ ॥૫॥ ખીણ સુખ વિષય વિષોપમાં, એમ જાણી નવી

બહુ પ્રેહેરે । બીહેરે, તેથી પંચમ ગુણ વર્યો એ ॥ ૬ ॥ તીવ્રારંભ તજે સદા, ગુણ છેઠાનો સંભાગીરે । રાગીરે. નિરારંભજનનો ઘણુ એ ॥ ૭ માને સ-તમ ગુણ વર્યો, જન પાસ સદશ ગૃહવાસોરે । અહસોરે, મોહ જીતવાને કરે એ ॥ ૮ ॥ અઠમ દંસણ ગુણભર્યો બહુ ભાંતે કરે ગુરૂભક્તિરે । શક્તિરે, નિજ સદ્ગુણાની ફોરવે એ ॥ ૯ લોકસન્નાહુવિ પરિહરે, જાણે ગાડરિઓ પરિવાહોર લાહોરે, એમ નવમા ગુણનો સંપજે એ ॥ ૧૦ ॥ આગમને આગલ કરે, તે વિણુ કુણ મારગ સાખીરે । ભાખીરે, એમ કિરિયા દશમા ગુણ થકીએ ॥ ૧૧ ॥ આપ અબાધાયેં કરે, દાનાદિક ચાર શક્તિરે । વ્યક્તિરે, એમ આવે ગુણ ઇગ્યારમો એ ॥ ૧૨ ॥ ચિંતામણિ સરિખો લહી, નવિ મુગ્ધ હસ્યો પણ લાજે રે । ગાજેરે; નિજ ધર્મે એ ગુણ બારમો

એ ॥ ૧૩ ॥ ધન ભવનાદિક ભાવમાં, જેમ નવી રાગી નવી દ્વેષીરે । સમપેષીરે, તે ત્રિલસે ગુણ તેરમે એ ॥ ૧૪ ॥ રાગ દ્વેષ મધ્યસ્થનો સમગુણ ચઉદમે ન બાધેરે । સાધેરે, તે હઠ છાંડી મારગ ભલો એ ॥ ૧૫ ॥ ક્ષણભંગુરતા ભાવતો, ગુણ પન્નરમે સેવંતોરે । સંતોરે, ન ધનાદિ સંગતિ કરે એ ॥ ૧૬ ॥ ભાવ વિરતી સેવે મને, ભાગાદિક પર અનુરોધરે । બોધેરે, એમ ઉલ્લસે ગુણ સોળમે એ ॥૧૭॥ આજ કાલ એ છાડીસુ, એમ વેશ્યાપરે નિઃસનેહારે । ગેહારે, પર માને ગુણ સત્તરમેં એ ॥ ૧૮ ॥ એ ગુણવૃંદે જે ભર્યા, તે શ્રાવક કહિયેં ભાવેરે । પાવેરે, સુજશાપૂર તુઝ ભક્તિ-થી એ ॥ ૧૯ ॥

---

## ઢાલ ચઉદમી

તે ભાવસાધુપણું લહે, જે ભાવ શ્રાવક સાર; તેહનાં લક્ષણ સાત છે । સવિ જાણે હો તું ગુણ ભંડાર, સાહિબ૭ સાચી તાહરી વાણી ॥ ૧ ॥ કિરિયા મારગ અનુસારણી, શ્રદ્ધા પ્રવર અવિવાદ; રૂજુભાવે પન્નવણિજ્જતા । કિરિયામાં હો નિત્યે અપ્રમાદ ॥ સા૦ ॥ ૨ ॥ નિજ શક્તિ સારૂં કાજનો, આરંભ ગુણ અનુરાગ; આરાધના ગુરૂ આણની । જેહથી લહિયેં હો ભવજલ તાગ ॥ સા૦ ॥ ૩ ॥ માર્ગ સમયની થિતિ તથા, સવિજ્ઞ બુધની નીતી । એ દોઈ અનુસારે ક્રિયા જે પાલે હો તે ન લહે ભીતિ ॥સા૦ ॥ ૪ ॥ સુત્રે ભણ્યું પણ અન્યથા, જીહું જ બહુગુણ જાણ । સંવિજ્ઞ વિબુધે આચર્યું, કાંઈ દિજે હો કાલાદિ પ્રમાણ ॥ સા૦ ॥૫॥

કલ્પનું ધરવું ઝોલિકા, ભાજને દવરક દાન
તિથિ પજૂસણની પાલટી, ભોજન વિધિ હો
ઇત્યાદિ પ્રમાણ ॥ સા૦ ॥ ૬ ॥ વ્યવહાર
પાંચે ભાષીયા, અનુક્રમેં જેહ પ્રધાન । આજ
તો તેમાં જીત તે, તે તજીયેં હો કેમ વગર
નિદાન ॥ સા૦ ॥ ૭ ॥ શ્રાવક મમત્વ અશુદ્ધ
વલી, ઉપકરણ વસતિ આહાર । સુખ શીલ
જે જન તે આચરે, નવિ ધરિયેં હો ચિ-ત
લગાર ॥ સા૦ ૮ ॥ વિધિ સેવના અવિતૃપ્તિ
શુભ, દેશના ખલિત વિશુદ્ધિ । શ્રદ્ધા ધર્મ
ઇચ્છા ઘણી, ચઉ ભેદેં હો એમ જાણે સુ-
બુદ્ધિ ॥ સા૦ ॥ ૯ ॥ દઢ રાગ છે શુભ-
ભોજ્યમાં, જેમ સેવતાયેં વિરૂદ્ધ । આપદા-
માં રસ જાણને, તેમ મુનિને હો ચરણ તે
શુદ્ધ ॥ સા૦ ॥ ૧૦ જેમ તૃપ્તિ જગ પામે
નહિં, ધનહીન લેતો રત્ન । તપ વિનય વૈયા-
વચ્ચ પ્રમુખ, તેમ કરતો હો મુનિવર બહુ

યત્ન ॥ સા૦ ૧૧ ॥ ગુરૂની અનુજ્ઞા લેઇને, જાણતો પાત્ર કુપાત્ર । તેમ દેશના શુદ્ધિ દિએ, જેમ દીપે હો નિજ સંયમ ગાત્ર ॥ સા૦ ॥ ૧૨ ॥ જે કદાચિત લાગે વ્રતેં, અતિચાર પંક કલંક । આલોયણે તે શોધતાં, મુનિ ધરે હો શ્રધ્ધા નિઃશંક ॥ સા૦ ૧૩ ॥ શ્રધ્ધા થકી જે સર્વ લહે, ગંભીર આગમ ભાવ । ગુરૂવચને પન્નવણિજ્જ તે, આરાધક હો હોવે સરલ સ્વભાવ ॥ સા૦ ॥ ૧૪ ॥ ષટ્કાય ઘાત પ્રમ-તને, પડિલેહણાદિક યોગ । જાણી પમાદી નવિ હોએ, કિરિયામાં હો મુનિ શુભ સયોગ ॥ સા૦ ૧૫ ॥ જેમ ગુરુ આર્ય મહાગિરિ, તેમ ઉજમે બલવત । બલ અવિષય નવી ઉજમે, શિવ ભૂતિ હો જેમ તરૂ હીલંત ॥ સા૦ ॥ ૧૬ ॥ ગુણવંતની સંગતિ કરે, ચિત ધરત રાગ અનુરાગ । ગુણ લેશ પણ પરનું થુણે, નિજ દેખે હો

અવગુણ વડભાગ ॥ સા૦ ॥ ૧૭ ॥ ગુરૂ ચરણ સેવા રત્ત હોય, અરાધતો ગુરૂ આણ ! આચાર સર્વના મુલ ગુરૂ; તે જાણે હો ચતુર સુજાણ ॥ સા૦ ॥ ૧૮ ॥ એ સાત ગુણ લક્ષણ વર્યો, જે ભાવ સાધુ ઉદાર । તે વરે સુખજશ સંપદા, તુજ ચરણે હો જશ ભક્તિ અપાર ॥ સા૦ ॥ ૧૯ ॥

---

## ॥ ઢાલ પન્નરમો ॥

---

॥ આજ મારે એકાદશીરે, નણુદલ મૌનકરી મુખ રહીયેં—એ દેશી. ॥

ધન્ય તે મુનિવરારે, જે ચાલે સમભાવેં ભવસાયર લીલાએ ઉતરે, સંયમ કિરિયા નાવેં ॥ ધન્ય૦ ૧ ॥ ભોગ પંક તજી ઉપર બેઠા, પંકજ પરેં જે ન્યારા ॥ સિંહપરેં નિજ વિક્રમ શૂરા, ત્રિભુવન જન આધારા ॥ ધન્ય૦

૨ ॥ જ્ઞાનવંત જ્ઞાનીશું મળતા, તન મન વચને સાચા । દ્રવ્ય ભાવ સુધા જે ભાષે, સાચી જિનની વાચા ॥ ધન્ય૦ ૩ ॥ મુલ ઉત્તર ગુણ સંગ્રહ કરતા; તજતા ભિક્ષા દોષો । પગ પગ વ્રત દૂષણ પરિહરતા કરતા સંયમ પોષો ॥ ધન્ય૦ ૪ ॥ મોહ પ્રતે હણતા નિત આગમ; ભણતા સદ્ગુરૂ પાંસે । દુષમ કાલે પણ ગુણવંતા, વરતે શુભ અભ્યાસેં ॥ ધન્ય૦ ૫ ॥ છઠ્ઠુ ગુણઠાણું ભવ અડવી, ઉલંઘણ જેણે લહિઉં । તસ સોભાગ સકલ મુખ એકે, કેમ કરિ જાએ કહિઉં ॥ ધન્ય૦ ૬ ॥ ગુણઠાણા ની પરિણતિ જેહની, ન છીપે ભવ જંજાલે । રહે શેલડી ઢાંકી રાખી, કેતો કાલ પરાલેં ॥ ધન્ય૦ ૭ ॥ તેહવા ગુણ ધરવા અણધીરા, જો પણ સૂધું ભાખી । જિનશાસન શોભાવે તે પણ, સુધા સંવેગ પામી ॥ ધન્ય૦ ૮ ॥ સદ્દહણા અનુમોદન કારણ, ગુણથી સંયમ

કિરિયા । વ્યવહારેં રહિયા તે ફરસે, જે નિશ્ચય નય દરિયા ॥ ધન્ય૦ ૯ ॥ દુઃકરકારથકી પણ અધીકા, જ્ઞાન ગુણે ઈમ તેહો । ધર્મદાસ ગણી વચને લહિયે, જેહને પ્રવચન નેહો ॥ ધન્ય૦ ૧૦ ॥ સુવિહિત ગચ્છ કિરિયાનો ધોરી, શ્રી હરિભદ્ર કહાય । એહ ભાવ ધરતો તે કારણ મુઝ મન તેહ સુહાય ॥ ધન્ય ૧૧ ॥ સંયમઠાણ વિચારી જોતાં, જો ન લહે નિજ સાંખે । તો જુઠું બોલીને દુરમતી શું સાધે ગુણ પાખે ॥ ધન્ય૦ ૧૨ ॥ નવિ માયા ધર્મે નવિ કહેવું પરજનની અનુવૃત્તિ । ધર્મ વચન આગમમાં કહિયેં; કપટ રહિત મન વૃત્તિ ॥ ધન્ય૦ ૧૩ ॥ સંયમ વિણ સંયતતા થાપે, પાપ શ્રમણ તે ભાષ્યો । ઉત્તરાધ્યયને સરલ સ્વભાવે શુદ્ધ પરૂપક દાખ્યો ॥ ધન્ય૦ ૧૪ ॥ એક બાલ પણ કિરિયાનયેં તે, જ્ઞાન નયેં નવિ બાલા । સેવે યોગ્ય સુસંયતને તે, બોલે ઉપ-

દેશ માલા ॥ ધન્ય ૧૫ ॥ કિરિયાનયે પણ એક બાલતે, જે લિંગી મુનિ રાગી । જ્ઞાનયોગમાં જશ મન વરતે, તે કિરિયા સોભાગી ॥ ધન્ય૦ ૧૬ ॥ બાલાદિક અનુકુલ કિરિયાથી, આપે ઇચ્છા યોગી । અધ્યાત્મ મુખ યોગ અભ્યાસેં, કેમ નવિ કહિયેં યોગી ॥ ધન્ય૦ ૧૭ ॥ ઉચિત કિરિયા નિજ શકિત છાંડિ, જે અતિ વેગે ચઢતો । તે ભવથિતિ પરિપાક થયા વિણ જગમાં દિસે પડતો ॥ ધન્ય૦ ૧૮ ॥ માચે મોટાઈમાં જે મુનિ, ચલવે ડાકડમાલા શુધ્ધ પરૂપણ ગુણ વિણ ન ઘટે, તસ ભવ અરહટમાલા ॥ ધન્ય૦ ૧૯ ॥ નિજ ગુણ સંચે મન નવિ ખંચે, ગ્રંથ ભણી જન વંચે । લુંચે કેશ ન મુંચે માયા, તો વ્રત ન રહે પંચે ॥ ધન્ય ૨૦ ॥ યોગ ગ્રંથના ભાવ ન જાણે જાણે તો ન પ્રકાશે । ફોગટ મોટાઈ મન રાખે, તસ ગુણ દુરેં નાસે ॥ ધન્ય૦

૨૧ ॥ મેલે વેશેં મહિયલ મ્હાલે, બક પરેં નીચો ચાલે । જ્ઞાન વિના જગ ધંધે ઘાલે તે કેમ મારગ ચાલે ॥ ધન્ય૦ ૨૨ ॥ પર પરરેંતિ પોતાની માને, વરતે આરત ધ્યાને । બંધ મોક્ષ કારણ ન પીછાને, તે પહિલે ગુણ ઠાણે ॥ ધન્ય૦ ૨૩ ॥ કિરિયા લવ પણ જે જ્ઞાનીનો, દૃષ્ટિ થિરાદિક લાગે । તેથી 'સુજશ લહિજેં સાહેબ, સીમંધર તુજ રાગે ॥ ધન્ય૦ ૨૪ ॥

---

## ॥ ઢાલ સોળમી ॥

---

॥ સપલ સંસાર અવતાર એ હું ગણું ॥ એ દેશી ॥

સ્વામી સીમંધરા તું ભલે ધ્યાઇયેં; આપણો આતમા જેમ પ્રકટ પાઇયેં । દ્રવ્ય ગુણપજજવા તુઝ યથા નિર્મંલા, તેમ મુઝ શક્તિથી જઇવિ ભવ સામલા ॥ ૧ ॥ ચાર

છે ચેતનાની દશા અવિતથા; બહુશયન શયન જાગરણ ચોથી તથા । મિચ્છ અવિરત્ત સુયત તેરમેં તેહની, આદિ ગુણઠાણે નયચક્ર માંહે સુણી ॥ ૨ ॥ ભાવ સંયોગજા કર્મ ઉદયાગતા, કરમ નવિ જીવ નવિ મૂલતે નવિ છતા । ખડીયથી ભિત્તિમાં જેમ હોએ શ્વેતતા, ભિત્તિ નવિ ખડીય નવિ તેહ ભ્રમસંગતા ॥ ૩ ॥ દેહ નવિ વચન નવિ જીવ નવિ ચિત્ત છે, કર્મ નવિ રાગ નવિ દ્વેષ ન વિચિત્ત છે । પુદ્ગલી ભાવ પુદ્ગલપણે પરિણમેં, દ્રવ્ય નવિ જૂઉં જૂઉં એક હોવે કિમે ॥ ૪ ॥ પંથી જન લુંટતાં ચોરને જેમ ભણે, વાટેં કો લુંટિયેં તેમજ મૂઢો ગિણે । એક ક્ષેત્રે મલ્યા અણુતણી દેખતો, વિકૃતિએ જીવની પ્રકૃતિ ઉવેખતો ॥ ૫ ॥ દેહ કર્માદિ સવિકાજ પુદ્ગલતણાં, જીવના તેહ વ્યવહાર માને ઘણાં । સયલ ગુણઠાણ જીઅઠાણ સં-

ચોગથી, શુદ્ધ પરિણામ વિણુ જીવ કારય નથી ॥ ૬ ॥ નાણુ દંસણુ ચરણુ શુદ્ધ પરિણામ જે, તંત જોતા ન છે જીવથી ભિન્ન તે । રત્ન જેમ જ્યોતિથી કાજ કારણુ પણે, રહિત એમ એકતા સહજ નાણી મુણે ॥ ૭ ॥ અંશ પણ નવિ ઘટે પૂરણુ દ્રવ્યના, દ્રવ્ય પણ કેમ કહું દ્રવ્યના ગુણ વિના । અકલ ને અલખ એમ જીવ અતિ તંતથી, પ્રથમ અંગે વદિઉં અપદને પદ નથી ॥ ૮ ॥ શુદ્ધતા ધ્યાન એમ નિશ્ચયેં આપનું, તુઝ સમાપત્તિ ઔષધ સકલ પાપનું । દ્રવ્ય અનુયોગ સંમતિ પ્રમુખથી લહી, ભકિત વૈરાગ્યને જ્ઞાન ધરિયેં સહી ॥ ૯ ॥ જેહ અહંકાર મમકારનું બંધનં, શુદ્ધ નય તે દહે દહન જેમ ઇંદનં । શુદ્ધ નય દીપિકા મુકિત મારગ ભણી, શુદ્ધ નય આથિ છે સાધુને આપણી ॥ ૧૦ ॥ સકલ ગણી પિટકનું સાર જેણે લહ્યું, તેહને

પણ પરમ સાર એહજ કહ્યું । ઓઘનિર્યુ-
ક્તિમાં એહ વિણ નવિ મિટે, દુઃખ સવિ
વચન એ પ્રથમ અંગે ઘટે ॥ ૧૧ ॥ શુદ્ધ
નય ધ્યાન તેહને સદા પરિણમે, જેહને શુદ્ધ
વ્યવહાર હીયડે રમે ॥ મલિન વસ્ત્રે યથા રાગ
કુંકુમતણો, હીન વ્યવહાર ચિત્ત એહથી
નવિ ગુણો ॥ ૧૨ ॥ જે વ્યવહાર સેઢી
પ્રથમ છાંડતા, એક એ આદરે આપ મત
માંડતાં । તાસ ઉતાવલે નવિ ટલે આપદા,
ક્ષુધિત ઇચ્છાયેં ઉંબર ન પાચે કદા ॥૧૩॥
ભાવ લવ જેહ વ્યવહાર ગુણથી ભલે, શુદ્ધ
નય ભાવના તેહથી નવિ ચલે । શુદ્ધ વ્ય-
વહાર ગુરૂયોગ પરિણતપણું, તેહ વિણ શુદ્ધ
નયમં નહિ તે ઘણું ॥૧૪॥ કોઈ નવિ ભેદ
જાણે અપરિણતમતિ, શુદ્ધ નય અતિહિ
ગંભીર છે તે વતી । ભેદ લવ જાણતાં કેઈ
મારગ તજે, હોય અતિ પરિણતિ પરસમય

સ્થિતિ ભજે ॥ ૧૫ ॥ તેહ કારણ થકી સર્વ નય નવિ કહ્યા, કાલિકશ્રુત માંહે તીન પ્રાયેં લહ્યા । દેખી આવશ્યકેં શુદ્ધ નય ધુરેં ભણી, જાણિયેં ઉલટી રીતિઓટિક તણી ॥ ૧૬ ॥ શુદ્ધ વ્યવહાર છે ગચ્છ કિરિયા થિતિ, દુપ્પસહ જાવ તીરથ કહ્યું છે નીતિ ॥ તેહ સંવિજ્ઞ ગીતાર્થથી સંભવે, અવર એરંડ સમ કોણ જગ લેખવે ॥ ૧૭ ॥ શાસ્ત્ર અનુસાર જે નવિ હઠે તાણિયેં, નીતિ તપગચ્છની તે ભલી જાણિયેં ॥ જીત હાખે જિહાં સમય સારૂં બુધા, નામને ઠામ કુમતે નહી જસ ક્ષુધા ॥ ૧૮ ॥ નામ નિર્ગ્રંથ છે પ્રથમ એહનું કહ્યું, પ્રથમ અડપાટ લગેં ગુરૂ ગુણે સંગ્રહ્યું । મંત્ર કોટી જપી નવમ પાટે યદા, તેહ કારણ થયું નામ કોટિક તદા ॥ ૧૯ ॥ પંનરમે પાટેં શ્રી ચંદ્રસુરેં કર્યું, ચંદ્ર ગચ્છ નામ નિર્મલપણેં વિસ્તર્યું । સોલમે પાટ

વનવાસ નિર્મમ મતિ, નામ વનવાસી સા-
મંતભદ્રો યતિ ॥ ૨૦ ॥ પાટ છત્રીસમે સ-
ર્વદેવાભિધા, સૂરિ વડગચ્છ તિહા નામ
શ્રવણે સુધા । વડતલે સૂરિપદ આપીઉં તે
વતી વલીય તસ બહુ ગુણે જેહ વાખ્યા યતિ
॥ ૨૧ ॥ સુરિ જગચંદ જગ સમરસ ચંદ્રમા,
જેહ ગુરૂ પાટે ચઉ અધીક ચાલીસમાં ॥
તેહ પામ્યું તપા નામ બહુ તપ કરી, પ્રગટ
આઘાટ પુરી વિજયકમલા વરી ॥ ૨૨ ॥
એહ ષટ નામ ગુણ ઠામ તપ ગણતણા,
શુદ્ધ સદ્દહણ ગુણ રયણ એહમાં ઘણા ॥
એહ અનુગત પરંપર ભણી સેવતા, જ્ઞાન-
યોગી વિબુધ પ્રગટ જગ દેવતા ॥ ૨૩ ॥
કોઈ કહે મુકિત છે વિણતાં ચિથરાં, કોઈ
કહે સહજ જમતાં ઘર દહિથરાં ॥ મુઢ એ
હોય તસ ભેદ જાણે નહી, જ્ઞાન યોગે ક્રિયા
સાધતાં તે સહી ॥ ૨૪ ॥ સરલ ભાવે પ્રભો

શુદ્ધ એમ જાણતાં, હું લહું સુજશ તુઝ વચન મન આણતાં ॥ પૂર્વ સુવિહિતતણા ગ્રંથ જાણી ફરી, મુઝ હોજો તુઝ કૃપા ભવ પયોનિધિ તરી ॥ ૨૫ ॥

---

## ॥ ઢાલ સતરમી ॥

॥ કડખાની દેશી ॥

આજ જિનરાજ મુજ કાજ સિદ્ધાં સવે, વિનતિ માહરી ચિત ધારી ॥ માર્ગ જો મેં લહ્યો તુઝ કૃપા રસથકી ॥ તો હુઇ સંપદા પ્રગટ સારી ॥ આજ૦ ॥ ૧ ॥ વેગલો મત હુજે દેવ મુઝ મન થકી, કમલના વન થકી જેમ પરાગો । ચમકપાષાણ જેમ લોહને ખેંચસે, મુક્તિને સેહેજ તુઝ ભક્તિરાગો ॥ આજ૦ ॥ ૨ ॥ તું વસે જો પ્રભો હર્ષભર હીયડલે, તો સકલ પાપના બંધ તૂટે ॥ ઉગતે ગગન સૂરયતણે મંડલે, દહ દિશિ જેમ તિ-

મિર પડલ ફુટે ॥ આ૦ ॥ ૩ ॥ સીંચજે તું સદા વિપુલ કરૂણારસેં, મુઝ મને શુદ્ધ મતિ કલ્પવેલી । નાણ દંસણ કુસુમ ચરણ વર મંજરી, મુક્તિ ફલ આપશે તે એકેલી ॥ આ૦ ॥ ૪ ॥ લોક સન્નાથકી લોક બહુ વાઉલો, રાઉલો દાસ તે સવિ ઉવેખે । એક તુઝ આણસું જેહ રાતા રહે, તેહને એહ નિજ મિત્ર દેખે ॥ આજ૦ ॥ ૫ ॥ આણ જિન ભાણ તુઝ એક હું શિર ધરૂં, અવરની વાણી નવિ કાને સુણિયેં સર્વ દર્શન તણું મુલ તુઝ શાસનં, તેણ તે એક સુવિવેક થુણિયેં ॥ આજ૦ ॥ ૬ ॥ તુઝ વચન રાગસુખસાગર હું ગણું, સકલ સુર મનુજ સુખ એક બિંદુ । સાર કરજો સદા દેવ સેવકતણી, તું સુમતિ કમલિની વન દિણિંદુ ॥ આ૦ ॥ ૭ ॥ જ્ઞાન યોગે ધરી તૃપ્તિ નવિ લાજિયેં, ગાજિયેં એક તુઝ વચન રાગેં । શક્તિ

ઉલ્લાસ અધિકો હુસે તુઝ થકી, તું સદા સકલ સુખ હેત જાગે ॥ આ૦ ॥ ૮ ॥ વડ તપાગચ્છ નંદનવને સુરતરૂ, હીરવિજયો જયો સુરિરાયા । તાસ પાટે વિજયસેન સુરિસરૂ, નિત નમે નરપતિ જાસ પાયા ॥ આ૦ ॥૯॥ તાસ પાટે વિજયદેવ સુરિસરૂ, પાટ તસ ગુરૂ વિજયસિંહ ધોરી । જાસ હિત સીખથી માર્ગ એ અનુસર્યો, જેહુથી સવિ ટલી કુમતિ ચોરી ॥ આજ૦ ॥ ૧૦ ॥ હીર ગુરૂ શીસ અવતંસ મોટો હુઓ, વાચકાં રાજ કલ્યાણ વિજયો ॥ હેમ ગુરૂ સમવડે શબ્દ અનુશાસને, શીસ તસ વિબુધ વર લાભ વિજયો ॥ આજ૦ ॥ ૧૧ ॥ શિસ તસ જિતવિજયો જયો વિબુધ વર, નયવિજય વિબુધ તસ ગુરૂ ભાયા ॥ રહિઅ કાશી મઠે જેહુથી મેં ભલેં, ન્યાય દર્શન વિપુલ ભાવ પાયા ॥ આજ૦॥ ૧૨ ॥ જેહુથી શુદ્ધ લહિયેં સકલ નય નિપુણ, સિ-

દ્રસેનાદિકૃત શાસ્ત્ર ભાવા ॥ તેહ એ સુગુરૂ કરૂણાપ્રભો તુઝ સુગુણ, વયણ રયણાયરી મુઝ નાવા ॥ અ.જ૦ ૧૩ ॥

॥ કલસ ॥

ઈમ સકલ સુખકર દુરિત ભયહર સ્વામી સીમંધર તણી । એ વિનતી જે સુણે ભાવે તે લહે લીલા ઘણી ॥ શ્રી નયવિજય બુધ ચરણ સેવક જસવિજય બુધ આપણી । રૂચી શકિત સારૂ પ્રગટ કીધી શાસ્ત્ર મર્યાદા ભણીં ॥ ૧ ॥

॥ ઇતિ શ્રી સીમંધર જિન વિજ્ઞપ્તિઃસંપુર્ણા ॥

ઇતિ શ્રીસીમંધરજિનસ્તવન કવિ મહોપાધ્યાય શ્રીયશોવિજયજીકૃત શાર્દ્ધત્રિશત ગાથા પ્રબંધે તસ્ય કવિ શ્રીપદ્મવિજય ગણીકૃત બાલાવબોધ સમાપ્તઃ ॥

# શ્રી અક્ષયનિધિ તપ



घटं संस्थाप्य देवाग्रे गन्ध पुष्पादिपूजितम् ।
तपो विधीयते यक्षं तदक्षयनिधि स्फुटम् ॥१॥

આ તપ અક્ષયનિધિ ( અખુટ ભંડાર ) ની જેવો હોવાથી તેનું નામ અક્ષયનિધિ તપ છે. તે શ્રાવણ વદ ચોથને દિવસે શરૂ કરવો. તે દિવસે જિનેશ્વરની પ્રતિમા આગળ ગાયના છાણથી ભુમિ લીપીને તે પર ઘહુંલી કરી તેના પર કુંભ સ્થાપન કરવો, તે કુંભ સુવર્ણ નો રૂપાનો કે અન્ય ઉત્તમ ધાતુનો અથવા છેવટ માટીનો લેવો ) તે કુંભ વિચિત્ર પ્રકારના ગંધ પુષ્પોથી પુજવો. તથા તેમાં સુવર્ણ

, મુક્તાફળ, સોપારી વિગેરે નાખીને
સ્થાપન કરવું. પછી પંદર દિવસ સુધી
નિત્ય પુજન કરવું. જિનેશ્વરની ત્રણ
ક્ષણા કરીને ઘટમાં અક્ષતની અંજળી
ાજ નાંખવી. (તે અંજળીમાં સોનાનાણું,
નાણું. સોપારી વિગેરે લેવું.) કુંભ પાસે
ર ઢાંકવું દરરોજ એકાસણું કરવું. હમેશાં
પાસે નૃત્ય, ગીતાદિક ઉત્સવ કરવો. એ
પર્યુષણા પર્યંત આ તપ કરવો. (સંવ-
ાને દિવસે એટલે છેલ્લે દિવસે ઉપવાસ
ા) આ રીતે ચાર વર્ષ પર્યંત આ તપ
ા, ઉદ્યાપનમાં મોટી સ્નાત્ર વિધિ પુર્વક
ા પ્રકારનાં પકવાન્ન; ફળ વિગેરે ઢોકવાં.
વાત્સલ્ય સંઘપુજા કરવી. આ તપ કરવા-
ર્વ પ્રકારની સંપત્તિ પ્રાપ્ત થાય છે.

બીજી રીતે અક્ષતની મુઠી હમેશાં કુંભ
નાંખવી. જેટલા દિવસે તે ઘટ પુર્ણ થાય

તેટલા દિવસ પ્રતિદિન એકાસણાદિક તપ કરવો બીજો સર્વ વિધિ તથા ઉદ્યાપન ઉપર પ્રમાણે જાણવું. આ શ્રાવકને કરવાનો આગાઢ તપ છે. ગરણું "નમો નાણસ્સ" એ પદનું નવકારવાળી વીશ પ્રમાણ ગણવું, સાથીયા વિગેરે ૫૧ એકાવન કરવા

# ૨ श्रीअक्षयानिधितप (बीजो)

આ તપ શ્રાવણ વદ ૪ને દિવસે શરૂ કરી સોળ દિવસે પૂરો કરવો. તેમાં સુવર્ણનો રત્નજડિત કુંભ કરાવવો અથવા શક્તિ પ્રમાણે બીજી કોઇ રૂપા વિગેરે ધાતુનો .કરાવવો. પછી તે કુંભ ઘરમાં, દેરાસરમાં અથવા ઉપાશ્રયે પવિત્ર સ્થાને હાંમરની ઢગલી કરી તે ઉપર પધરાવવો. (બનતા સુધી કુંભ પાસે [અખંડ દીવો જ્ઞાનસમાં યત્નપૂર્વક ૧૬ દિવસ સુધી રાખવો.) તેની સમીપે સ્વસ્તિક કરી તે ઉ-

પર કલ્પસૂત્ર પધરાવવું. હંમેશાં બે ટંક પ્રતિક્રમણ કરવું, દેવવંદન પડિલેહણ કરવાં ભુમિ શયન કરવું બ્રહ્મચર્ય પાળવું, એકાસણાનો તપ ૧૫ દિવસ પર્યંતર કરવો, છેલ્લે દિવસે એટલે ભાદ્રપદ શુદિ ૪ થે (સંવચ્છરીએ) ઉપવાસ કરવો. આ પ્રમાણે ચાર વર્ષ પર્યંત કરવાથી ૬૪ દિવસે આ તપ પૂર્ણ થાય છે. હંમેશાં દેવપુજા કરવી પુસ્તક ઉપર ચંદરવો બાંધવો. જ્ઞાનને ધુપ દીપ કરી હંમેશાં રૂપાનાણે પુજવું. (ક્યારે પુજવું તે વિધિમાં બતાવેલ છે,) શકિત ન હોય તે પહેલે છેલે દિવસે રૂપાનાણે પુજવું અને વચલા દિવસોમાં [1]યથાશકિત દ્રવ્ય વડે પુજવું. 'નમો નાણસ્સ' એ પદની ૨૦ નવકારવાળી હંમેશાં ગણવી- (કોઈ જગ્યાએ

૧ કોઇ પ્રતમાં બેસણું પણ થઇ શકે એમ લખ્યું છે.

ૐ હ્રિં શ્રી ક્લીં નમો નાણસ્સ એમ કહેલ છે.) ૨૦ લોગસ્સનો કાઉસગ્ગ કરવો. નીચે બતાવેલી વિધિ મુજબ દરરોજ વિધિ કરવી. કુંભની ઉપર શ્રીફલ મુકી લીલા કે પીળા રેશમી વસ્ત્ર વડે બાંધી રાખવો. દરરોજ તેની અંદર વિધિને અંતે એકેક પસલી અક્ષતની નાંખવી. સોળ દિવસે કુંભ ભરાઇ જાય તેમ કરવું, છેલ્લે દિવસે કુંભ સમીપે રાત્રિ જાગરણ કરવું. પૂજા પ્રભાવના કરવી. અક્ષયનિધિ તપનું સ્તવન દરરોજ આવું સાંભળવું. પારણાને દિવસે (ભાદ્રપદ શુદિ ૫ મે) કુંભને ફુલની માળા પહેરાવી સૌભાગ્યવતી સ્ત્રીને માથે મુકવો. સર્વ જાતિના પકવાન્ન સુખડી વિગેરે યથા શકિત કરાવી, તેના થાળ પણ સૌભાગ્યવતી સ્ત્રીઓને માથે મુકવા હાથી ઘોડા વાજીંત્રો વિગેરેથી મોટી ધામધુમ સાથે વરઘોડો ચડાવી કુંભ લઇને દેરાસરે આવવું. કુંભવાળી સ્ત્રીઓ

એ ત્રણ પ્રદક્ષિણા કરી પ્રભુ પાસે કુંભ મૂકવો નૈવેદ્યના થાળ પણ પ્રભુ પાસે ધરવા. જ્ઞાનના પુસ્તકને ગુરૂમહારાજ પાસે લઈ જઈ ત્યાં પધરાવી ગુરુપુજા તથા જ્ઞાન પુજા રૂપા નાણાથી કરવો. (ગુરૂપુજાનું દ્રવ્ય ગુરુ સમીપે ધ-રવુ) તે દિવસે યથાશકિત સ્વામી વાત્સલ્ય, પ્રભાવના વિગેરે કરવું. જેટલા સ્ત્રી કે પુરૂષ આ તપ કરતા હોય તે દરેકને માટે કુંભ જુદા જુદા પધરાવવા. કલ્પસૂત્ર એકજ પધરાવવું. આ તપ શ્રાવકને કરવાનો છે. આ ભવ પરભવમાં મહાન લાભ આપનાર આ તપ છે.



દરરોજ કરવાની વિધિ નીચે પ્રમાણે.

## ૩ श्री अक्षयनिधितपनीविधि

પ્રથમ ઇર્યાવહી પ્રતિક્રમવા, પછી ઇચ્છાકારેણ૦ અક્ષય નિધિ તપ આરાધન નિમિ-તે ચૈત્યવંદન કરું? ઇચ્છં કહી નીચે પ્રમાણે ચૈત્યવંદન કરવું.

શાસન નાયક સુખકરણુ, વર્ધમાન જિનભાણુ ।
અહનિશ એહની શિર બહું, આણા ગુણમણિ
ખાણુ ॥ ૧ ॥ તે જિનવરથી પામીયા ત્રીપ-
દી શ્રી ગણધાર । આગમ રચના બહુ વિધ
અર્થ વિચાર અપાર ॥ ૨ ॥ તે શ્રી શ્રુતમા
ભાખિયાએ, તપ બહું વિધ સુખકાર । શ્રી
જિન આગમ પામીને, સાધે મુનિ શિવ સાર
॥ ૩ ॥ સિદ્ધાંતવાણી સુણવા રસિક શ્રાવક
સમકિત ધાર । ઇષ્ટ સિદ્ધ અર્થે કરે, અ-
ક્ષય નિધિ તપ સાર ॥ ૪ ॥ તપ તો સૂત્રમાં
અતિ ઘણા, સાધે મુનિવર જેહ । અક્ષય
નિધાનને કારણે, શ્રાવકને ગુણ ગેહ ॥ ૫ ॥
તે માટે ભવી તપ કરોએ, સર્વ વૃદ્ધિ મળે
સાર । વિધિસું એહ આરાધતાં; પામીજે
ભવપાર ॥ ૬ ॥ શ્રી જિનવર પુજા કરો,
ત્રિક સુધે ત્રિકાળ । તેમ વળી શ્રુતજ્ઞાનની,
ભક્તિ થઈ ઉજમાળ ॥ ૭ ॥ પડિક્કમણાં બે

ટંકના, બ્રહ્મચર્યને ધરીએ । જ્ઞાનીની સેવા કરી, સદ્‌ગુરુએ ભવજળ તરીએ ॥ ૮ ॥ ચૈત્યવંદન શુભ ભાવથીએ, સ્તવન થોઇ નવકાર શ્રુતદેવી ઉપાસના, ધીરવિજય હિતકારા ॥

પછી જંકિંચિ કહીને નમુથ્થુણં કહેવું. પછી બે જાવંતિ કહી નમોઽર્હત્ કહી, નીચે પ્રમાણે સ્તવન કહેવુ.

લાવો લાવોજી રાજ મોંઘાં મુલાં મેતી એ દેશી.)

તપવર કીજે રે, અક્ષય નિધિ અભિધાને સુખભર લીજેરે, દિન દિન ચઢતે વાને, (એ આંકણી) પર્વ પજુસણ પર્વ શિરોમણી, જે શ્રી પર્વ કહાય । માસ પાસ છઠ દસમ દુવાલસ, તપ પણ એ દિન થાય ॥ ૧ ॥ તપ વર૦ પણ અક્ષયનિધિ પર્વ પજુસણ, કેરો કહે જિન ભાણ । શ્રાવણ વદ ચોથે પ્રારંભી, સંવચ્છરી પરિમાણ ॥ ૨ ॥ તપવર ॥ એ તપ કરતાં સર્વ ઋદ્ધિ વરો, પગ પગ પ્રગટે

નિધાન । અનુક્રમે પામે તેહ પરમ પદ, સાન્તી પ્રધાન નામ ॥ ૩ ॥ તપવર૦ પર-મત્સરથી કર્મ બંધાણું, તેણે પામી દુઃખજાળ એ તપ કરતાં તે પુરવનું, કર્મ થયું વિસરાળ ॥ ૪ ॥ તપવર૦ જ્ઞાન પુજા શ્રુત દેવી કાઉસગ સ્વસ્તિક અતિ સોહાવે । સોવન કુંભ જડિત નિજ શહિત, સંપુરણ ક્રમે થાવે ॥ ૫ ॥ તપવર૦ જઘન્ય મધ્યમ ઉત્કૃષ્ટથી કરીએ. ઇંગ હોય તિન વરીસ । વરસ ચોથે શ્રુત દેવી નિમિત્તે, એ તપ વીશ બાવીશ ॥ ૬ ॥ તપવર૦ એણે અનુસારે જ્ઞાનતણું વર, ગરણું ગણીએ ઉદાર । આવશ્યકાદિ કરણી સંયુક્ત; કરતાં લહે ભવપાર ॥ ૭ ॥ તપવર૦ ઇહ ભવ પર ભવ દોષ આશંસા રહિત કરો ભવિ પ્રાણી । જે પર પુદ્ગલ ગ્રહણ ન નરવું, તે તપ કહે વરનાણી ॥ ૮ ॥ તપવર૦ રાતિજગા પુજા પરભાવના, હય ગય

શણગારીજે । પારણા દિન પંચ શબ્દે વાજે વાજેતે પધરાવીજે ॥ ૯ ॥ તપવર૦ ચૈત્ય વિશાળ હોય તિહાં આવી, પ્રદક્ષિણા વળી દીજે । કુંભ વિવિધ નૈવેદ્ય સંઘાતે, પ્રભુ આગળ ઢોઇ જે ॥ ૧૦ ॥ તપવર૦ રાધનપુરે એ તપ સુણી બહુ જણ, થયા ઉજમાળ તપ કાજ । એહ મુખ્ય મંડાણ ઓછવમાં, મસાલીયા દેવરાજ ॥ ૧૧ ॥ તપવર૦ સંવત અઢાર તેંતાલી વરસે, એ તપ બહુ ભવી કીધો । શ્રી જિન ઉત્તમ પાદ પસાયે, પદ્મવિજય ફળ લીધો ॥ ૧૨ ॥ તપવર૦

ત્યાર પછી જયવીયરાય૦ કહી "સુયદેવયાએ કરેમિ કાઉસ્સગ્ગં" અન્નત્થ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી નમોઽર્હત્ કહી "સુયદેવયા ભગવઇ, નાણાવરણીય કમ્મસંઘાયં । તેસિં ખવેઉ સયયં જેસિં સુયસાયરે ભત્તિ ॥ ૧ ॥" એ

થોઇ કહેવી. પછી પચ્ચખ્ખાણ કરવું. પછી પુંજાની ઢાળ કહેવી. તે નીચે પ્રમાણે—

દુહા

સત્પમ પદ શ્રી જ્ઞાનનો, સિદ્ધચક્ર પદ માંહી । આરાધીજે શુભ મને, દિન દિન અધિક ઉછાહિ ॥ ૧ ॥ અત્નાણુસંમોહત મોહસ્સ; નમો નમો નાણદિવાયરસ્સ । પંચપ્પયાસુ ઉવગારગસ્સ; સત્તાણુ તવ્વત્થપયાસગસ્સ ॥ ૧ ॥ હુવે જેહથી સર્વ અજ્ઞાન રાશો, જિનાધીશ્વર પ્રોક્ત અર્થાવબોધો મતિ આદિ પંચ પ્રકાર પ્રસિધ્ધો; જગદ્ભાસતે સર્વદેવાવિરુદ્ધો ॥ ૨ ॥ યદીય પ્રભાવે સુભક્ષં અભક્ષં, સુપેયં અપેયં સુકૃત્ય અકૃત્યં । જેણે જાણીએ લોકમધ્યે સુનાણં, સદા મે વિશુદ્ધં તદેવ પ્રમાણં ॥ ૩ ॥

ઢાલ

ભવ્ય નમો ગુણજ્ઞાનને, સ્વપર પ્રકાશક

ભાવે જી ॥ પરજાય ધર્મ અનંતતા,ભેદાભેદા સ્વભાવેજી ॥ ૧ ॥ (ચાલ) જે મુખ્ય પરિણતિ સકલ જ્ઞાયક, બોધ ભાવ વિલચ્છના । મતિ આદિ પંચ પ્રકાર નિર્મળ, સિદ્ધ સાધન લ-ચ્છના ॥ સ્યાદ્વાદસંગી તત્ત્વરંગી, પ્રથમ ભેદા ભેદતા । સવિકલ્પ ને અવિકલ્પ વસ્તુ સકલ સંશય છેદતા ॥ ૨ ॥

## ॥ ઢાલ બીજી ॥

ભક્ષ્યાભક્ષ્ય ન જે વિણુ લહિયે, પેય અપેય વિચાર । કૃત્ય અકૃત્ય ન જે વિણ લહિયેં, જ્ઞાન તે સકલ આધારરે ॥ ભવિકા, સિદ્ધચક્ર પદ વંદો ॥ ૧ ॥ પ્રથમ જ્ઞાન ને પછી અહિંસા શ્રી સિદ્ધાંતે ભાખ્યું । જ્ઞાનને વંદો જ્ઞાન મ નિંદો, જ્ઞાનીએ શિવસુખ ચાખ્યુંરે ॥ ભ૦॥૨॥ સકલ ક્રિયાનું મુલ જે શ્રદ્ધા, તેહનું મુલ જે કહિયે । તેહ જ્ઞાન નિત્ય નિત્ય વંદી જે, તે

વિણુ કહો કેમ રહિયેરે ॥ ભ૦ ॥ ૩ ॥ પં
જ્ઞાનમાંહિ જેહ સદાગમ, સગાર પ્રકાશક જે
દીપક પરે ત્રિભુવન ઉપગારી, વળી જેમ
દશી મેહરે ॥ ભ૦ ॥ ૪ ॥ લોક ઉર્ધ્વ અ
તિર્યંગ જ્યોતિષ વૈમાનિક ને સિદ્ધા । લોક
લોક પ્રગટ સવિ જેહથી, તેહ જ્ઞાને શુ
શુદ્ધરે ॥ ભ૦ ॥ ૫ ॥

## ઢાલ ત્રીજી.

જ્ઞાનાવરણીય જે કર્મ છે, ક્ષય ઉપશ
તસ થાય રે । તો હુએ એહિજ આતમા, જ્ઞ
અબોધતા જાયરે ॥ મહાવીર જિનેશ્વર ઉપદે
॥ ૧ ॥ પછી ૐ હ્રીં પરમાત્મને નમઃ જ્ઞા
પદેભ્યઃ કલશં યજામહે સ્વાહા ”

એ મંત્ર બોલીને જ્ઞાનની વાસક્ષેપ
પુજા કરવી અને પછી દ્રવ્યપૂજા કરવી એટ

સોનામહોર તથા રૂપામહોરથી જ્ઞાનની યથા-શકિત પુજા કરવી.

પછી નીચે પ્રમાણે દુહા બોલી શ્રુતજ્ઞાનના ૨૦ ભેદના ૨૦ ખમાસમણ દેવા,

## પીઠીકાના દુહા.

સુખકર શંખેશ્વર નમી, શુણશું શ્રી શ્રુત નાણ। ચઉ મુંગા શ્રુત એક છે સ્વપર પ્રકાશક ભાણ ॥ ૧ ॥ અભિલાપ્ય અનંતમે, ભાગે રચિયો જેહ। ગણધર દેવે પ્રણમીઓ, આગમ રયણ અછેહ ॥ ૨ ॥ ઇમ બહુલી વકતવ્યતા, છ ઠાણ વડીયા ભાવ। ક્ષમાશ્રમણ[1] ભાષ્યે[2] કહ્યા, ગોપય સર્પિ જસાવ ॥ ૩ ॥ લેશથકી શ્રુત વરણવું, ભેદ ભલા તસ વીશ। અક્ષય નિધિ તપને દિને, ક્ષમાશ્રમણ તે વીશ ॥૪॥

---

૧ જિનભદ્રગણિ ક્ષમાશ્રમણે ૨ વિશેષાવશ્યક ભાષ્યમાં.

સૂત્ર અનંત અર્થ મઇ, અક્ષર અંશ લહાય । શ્રુત કેવલી કેવળી પરે, ભાખે શ્રુ૧ પરજાય ॥ ૫ ॥ (પ્રથમ ભેદ) શ્રી શ્રુતજ્ઞાનને નિત્ય નમો, ભાવ મંગલને કાજ । પુજન અર્ચન દ્રવ્યથી, પામો અવિચલ રાજ ॥ ૬ ॥ (ખમાસમણ દેવું) (આ છઠ્ઠો દુહો દરેક ખમાસમણે કહેવો.) ઇગ સય અડવીસ સ્વતરણા, તિહાં અકાર અઢાર । શ્રુત પર્યાય સમાસમેં, અંશ અસંખ્ય વિચાર ॥ ૭ ॥ શ્રી શ્રુ૦ ૨ ॥ બત્રીસ વર્ણ સમાય છે, એક સિલોક[3] મઝાર । તેમાંહે એક અક્ષર ગ્રહે, તે અક્ષરશ્રુત સાર ॥ ૮ ॥ શ્રુ૦ ॥ ૩ ॥ ક્ષયોપશમ ભાવે કરી, બહુ અક્ષરનો જેહ ॥ જાણે ઠાણાંગ આગલે, તે શ્રુત નિધિ ગુણગેહ ॥૯॥ કોડિ એકાવન અડલખા, અડસય એકાશી હજાર । ચાલીશ અક્ષર પદતણા, કહે અનુયોગ

---

૩ લોક.

દુવાર ॥૧૦॥ શ્રી શ્રુ૦ ॥૪॥ અર્થાંતે ઈહાં પદ કહ્યું, જિહાં અધિકાર ઠરાય । તે પદ શ્રુતને પ્રણમતા, જ્ઞાનાવરણી હઠાય ॥ ૧૧ ॥ શ્રી શ્રુ૦ ॥ ૫ ॥ અઢાર હજાર પદે કરી, અંગ પ્રથમ સુવિલાસ । દુગુણા શ્રુત બહુ પદ ગ્રહે, તે પદ શ્રુત સમાસ ॥૧૨॥શ્રી શ્રુ૦ ॥૬॥ પિંડપ્રકૃતિમાં એક પદે, જાણે બહુ અવદાત । ક્ષયોપશમની વિચિત્રતા, તેહજ શ્રુત સંઘાત ॥ ૧૩ ॥ શ્રી શ્રુ૦ ॥૭॥ પંચોતેર ભેદે કરી, સ્થિતિબંધાદિ વિલાસ । કમ્મપયડી પયડી ગ્રહે; શ્રુત સંઘાત સમાસ ॥ ૧૪ ॥ શ્રી શ્રુ૦ ॥ ૮ ॥ ગત્યાદિક જે માર્ગણા, જાણે તેહમાં એક । વિવરણ ગુણઠાણાદિકે, તસ પ્રતિપત્તિ વિવેક ॥ ૧૫ ॥ શ્રી શ્રુ૦ ॥ ૯॥ જે બાસઠિ માર્ગણપદે લેશ્યા આદે નિવાસ । સંગ્રહ તરતમ યોગથી, તે પ્રતિપત્તિ સમાસ ॥૧૬॥ શ્રી શ્રુ૦ ॥ ૧૦॥ સંતપદાદિક દ્વારમાં, જે જાણે શિવ લોગ ।

એક હોય દ્વારે કરી, શ્રદ્ધા શ્રુત અનુયોગ ॥૧૭॥ શ્રી શ્રુ૦ ॥ ૧૧ ॥ વલી સંતાદિક નવ પદે, તિહાં માર્ગણા ભાસ । સિદ્ધતણી સ્તવના કરે, શ્રુત અનુયોગ સમાસ ॥ ૧૮ ॥ શ્રી શ્રુ૦ ॥ ૧૨ ॥ પ્રાભૃત પ્રાભૃત શ્રુત નમું, પુરવના અધિકાર । બુદ્ધિ પ્રબલ પ્રભાવથી, જાણે એક અધિકાર ॥ ૧૯ ॥ શ્રી શ્રુ૦ ॥ ૧૩ ॥ પ્રાભૃત પ્રાભૃત શ્રુત સમા, સાભિથ લબ્ધિ વિશેષ । બહુ અધિકાર કેસ્યા અછે શ્રી શ્રાવ ઉપદેશ ॥ ૨૦ ॥ શ્રી શ્રુ૦ ॥ ૧૪ ॥ પુરવ ગત્ત વસ્તુ જિકે, પ્રાભૃત શ્રુત તે નામ । એક પ્રાભૃત જાણે મુનિ; તાસ કરું પરિણામ ॥૨૧॥ શ્રી શ્રુ૦ ॥ ૧૫ ॥ પુરવ લબ્ધિ પ્રભાવથી, પ્રાભૃત શ્રુત સમાસ । અધિકાર બહુલા અછે, પદ અનુસાર વિલાસ ॥ ૨૨ ॥ શ્રી શ્રુ૦ ૧૬ ॥ આચારાદિક નામથી, વસ્તું નામ શ્રુત સાર । અર્થ અનેક વિધે અછે, તે વિણ એક અધિકાર

૨૩ ॥ શ્રી શ્રુ૦ ॥ ૧૭ ॥ દુગસય પણવીસ

વસ્તુ છે, ચૌદ પુરવની સાર । જાણે તેહને વંદના, એક શ્વાસેસોવાર ॥ ૨૪ ॥ શ્રી શ્રુ૦॥ ૧૮ ॥ ઉત્પાદાદિ પુરવ જે, સૂત્ર અર્થ એક સાર । વિદ્યા મંત્રતણો કહ્યો, પુરવ શ્રુત ભંડાર ॥ ૨૫॥ શ્રી શ્રુ૦ ॥ બિંદુસાર લગે ભણે, તેહિજ પુંવ્વ સમાસ । શ્રી શુભ વીરને શાસને હોજો જ્ઞાન પ્રકાશ ॥ ૨૬ ॥ શ્રી ૦॥ ૨૦ ॥

[પ્રથમના ૪ પીઠીકાના દુહા. ૬ ઠો દરેક ભેદે કહેવાનો દુહો અને ૯ મો દુહો તેટલા ખમાસણમાં ન ગણવા.]

પછી પસલી (ખોબો) ભરી બોધાગાધં સુપદપદવી૦ એ સ્તુતિ બોલીને અથવા "જ્ઞાન સમો કો ધન નહીં સમતા સમો નહીં સુખ જીવિત સમ આશા નહીં, લોભ સમો નહીં દુઃખ." આ દુહો બોલીને તે પસ કુંભમાં નાંખવો. ઇતિ વિધિ સંપુર્ણ.



## પોરૂસીસાઢ પોરસી પુરીમુઢ પોતાના શરીરની છાયા પ્રમાણે:-

પગલા ભરી જેટલા પગલા થાય તેટલા પગલા પોરૂસાદિનું માન જાણવું તેનું યંત્ર-

| કાર્તિક મા | પગલા | ફાગણ મા. | પગલા | અસાડ મા. | પગલા |
|---|---|---|---|---|---|
| પોરસિ | ૧૦ | પોરિસિ | ૧૦ | પોરસિ | ૬ |
| સાઢ પોરિસિ | ૯ | સાઢ પોરિસિ | ૭ | સાઢ પોરિસિ | ૩ |
| પુરિમુઢ | ૩ | પુરિમઢ | ૪ | પુરિમુઢ | ૧॥ |
| માગશર મા | પગલા | ચઈતર મા | પગલા | શ્રાવણ મા. | પગલા |
| પોરિસિ | ૧૧ | પોરિસિ | ૯ | પોરિસિ | ૭ |
| સાઢ પોરિસિ | ૮ | સાઢ પોરિસિ | ૬ | સાઢ પોરિસિ | ૪ |
| પુરિમુઢ | ૫ | પુરિમુઢ | ૩ | પુરિમુઢ | ૧ |
| પોષ માસમા | પગલા | વઇશાખ મા | પગલા | ભાદરવા મા | પગલા |
| પોરિસિ | ૧૨ | પોરિસિ | ૮ | પોરિસિ | ૮ |
| સાઢ પોરિસિ | ૯ | સાઢ પોરિસિ | ૬ | સાઢ પોરિસિ | ૫ |
| પુરિમુઢ | ૬ | પુરિમુઢ | ૨ | પુરિમુઢ | ૨ |
| માહ મા | પગલા | જેઠ માસમાં | પગલા | આસો મા | પગલા |
| પોરિસિ | ૧૧ | પોરિસિ | ૭ | પોરિસિ | ૯ |
| સાઢ પોરિસિ | ૮ | સાઢ પોરિસિ | ૪ | સાઢ પોરિસિ | ૬ |
| પુરિમુઢ | ૫ | પુરિમઢ | ૧ | પુરિમઢ | ૩ |

## શ્રી અક્ષયનિધિ તપનું આરાધન કરનાર

# સુંદરીની કથા

---

જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં રાજગૃહી નામની નગરીમાં સંવર નામે શેઠ રહેતા હતા. તેને ગુણ-વંતી નામે સ્ત્રી હતી, તે ખરેખરી ગુણવંતીજ હતી. પરંતુ પૂર્વ કર્મની વિપરીતતાથી તેના ઘરમાં દરિદ્રે વાસો કરેલો હતો. સ્ત્રી ભર્તાર મહા મુશ્કેલીએ પોતાનું ગુજરાન ચલાવતા હતા. “ સુખના ઇચ્છક પ્રાણીએ ધર્મારાધન કરવાની જરૂર છે ” તે સિવાય સુખ સંપત્તિની પ્રાપ્તિ થઇ શકતી નથી.

અન્યદા ગુણવંતીએ ગર્ભ ધારણ કર્યો ગર્ભના પ્રભાવથી. ઉભયના આજીવિકાનો પ્રતિદિન વૃદ્ધિ સાધનો પામવા લાગ્યાં.

અન્ય વ્યાપારીઓ પોતાના ભાગમાં સંવર શેઠને વ્યાપાર કરાવવા લાગ્યા અને તેમ કરતાં કરતાં શેઠનો વ્યાપાર દિવસે દિવસે વધવા લાગ્યો, અને પોતાની પાસે સારૂં દ્રવ્ય થયું એટલે તેમને સ્વતંત્ર વ્યાપાર કરવા માંડયો. ગર્ભ સ્થિતિ પૂર્ણ થયે ગુણવંતીને પુત્રીનો પ્રસવ થયો. તેની નાળ દાટવા માટે ખાડો ખોદતાં તેમાંથી દ્રવ્યાના ચરૂ નીકળ્યા આવો પ્રત્યક્ષ તાત્કાલીક પ્રભાવ દેખી તે સુંદરીને તેઓ ભાગ્યશાલી ગણવા લાગ્યા. છેવટે રાજમંદિર સુધી તે વાત પહોંચી અને રાજાએપણ તેને બહુ માન આપ્યું.

સંવર શેઠે પણ એ ભાગ્યશાલી પુત્રીનો જન્મોત્સવ પુત્રના જેટલા હર્ષથી ઉજવ્યો, બાર દિવસ પૂર્ણ થયે તે શેઠે પોતાના સમસ્ત કુટુંબીઓને આમંત્રણ કરી. જમાડીને તે તે સર્વની સમક્ષ જોષીને તેનું "સુંદરી" નામ

સ્થાપન કર્યું. તે બાલિકા દિન પ્રતિદિન બીજના ચદ્રની પેઠે વધવા લાગી.

તે સુંદરી બાલ ચેષ્ટા નિમિત્તે જ્યાં જ્યાં જમીન ખણુતી ત્યાંથી પ્રાયે મણિમાણિક્ય યુક્ત નિધાન પ્રગટ થતાં; તેવા રીતે પુષ્કળ નિધાન પ્રાપ્ત થવાથી એ શેઠ પણ ઘણો દ્રવ્યવાન થયો અને સર્વત્ર તેની ખ્યાતિ પ્રસરી રહી. "આ જગત્‌માં દ્રવ્ય એ ઘણી મહત્વની વસ્તુ જણાય છે, દ્રવ્યવાન મનુષ્ય વિચક્ષણ ન હોય તો પણ તે પંડિતમાં ખપે છે, અને દરેક જગ્યાએ તે માન પામે છે. એટલુંજ નહિ પણ તેનું વચન કોઈ ઉલ્લંઘન કરી શકતું નથી." પણ સાથે એટલું યાદ રાખવું કે સર્વ અનર્થનું મુળ પણ દ્રવ્યજ છે. કારણ કે દ્રવ્યવાન મનુષ્યને સાધારણતઃ અભિમાન ઉત્પન્ન થાય છે અને અભિમાન સર્વ

વિનાશનું મૂળ હોવાથી દ્રવ્યવાન મનુષ્યોએ તે મહારિપુને દુરજ રાખવો જોઇએ "

સુંદરી અનુક્રમે યોવન દશાને પ્રાપ્ત થઈ એટલે રંભા અને ઉર્વશીના જેવી શોભવા લાગી, તેનું રૂપ અને ગુણ જોઇ તેને યોગ્ય ભર્તાર મેળવવાની મોટી ચિંતા શેઠને થવા લાગી. "યોગ્ય કન્યા જો યોગ્ય વરને આપવામાં આવે તોજ તે દંપતીનું ભાવિ જીવન સુખમય નિવડે" તેથી તે કન્યા સંબંધી ચિંતા શેઠને ઉદ્ભવે એ સ્વાભાવિકજ હતું. એવી સકલગુણસંપન્ન કન્યાને યોગ્ય ભર્તાર મળવો મુસ્કેલ પડે એ વાત ખરી છે પરંતુ એવા સંયોગો પણ પુર્વકર્મને અનુસારે આપો આપ મળી આવે છે. સુંદરીનો વિવાહ તેજ નગરમાં સમુદ્રપ્રિય નામે શેઠની કમળશ્રી નામની સ્રીથી ઉત્પન્ન થયેલ શ્રીદત્ત નામક એકી પુત્ર સાથે થયો મોટા આડંબર સાથે

તેનો પાણિગ્રહણ મહોત્સવ કરવામાં આવ્યો, અને તેના પિતા સંવર શેઠે કન્યા દાનમાં તેને ઘણી સંપત્તિ આપી સારૂં મુહુર્ત જોઈ વર-કન્યાને વળાવ્યાં.

પુણ્ય પનોતી સુંદરી સાસરે આવી કે તેજ વખતે ત્યાં નેતે સહેજ ઠોકર વાગવાથી એક કાંકરો નિકળતાં તેની અંદરથી નિધાન પ્રગટ થયું. સોનૈયાથી ભરેલો પુર્ણકળશ નિકળ્યો. તેથી શ્વસુરપક્ષના સર્વ મનુષ્યો ઘણા આશ્ચર્ય પામ્યા અને પુત્ર વધુને (સુદરીને) ઘણું સન્માન આપવા માંડયા. તેના મોસાળ પક્ષે તેને જમવા નિમંત્રણ મોકલ્યું તો ત્યાં પણ એવીજ રીતે નિધાન પ્રપ્તિ થઇ, આવી રીતે પુણ્યશાલી સુંદરી જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં નિધાન પ્રગટ થતું. આથી તેને દરેક જણ બહુ માન આપવા લાગ્યાં. રાજાએ પણ તેને રાજ સભામાં બોલાવીએ તેના

માનમાં વધારો કર્યો. અન્યદા ધર્મઘોષ નામક આચાર્ય તે નગરીના ઉદ્યાનમાં પધાર્યા, રાજા પ્રમુખ સર્વ નાગરિકો તેમને વંદન કરવા નિમિ-તે તે ઉદ્યાનમાં જવા લાગ્યાં, સુંદરી પણ સપરિવાર આચાર્યશ્રીને વાંદવા નિમિત્તે તે ઉદ્યાન પ્રતિ ગઈ. ગુરૂમહારાજને વંદના કરી સર્વ યથાયોગ્ય સ્થાને બેઠા. એટલે ગુરૂશ્રીએ સમયોચિત દેશના આપવી શરૂ કરી તેમા દાન શીયળ તપ ને ભાવ રૂપ ચાર પ્રકારના ધર્મનો ઉપદેશ કરતા તપની વિશેષ વ્યાખ્યા કરી "તપના આરાધનથી કર્મની નિર્જરા થાય છે, એટલુંજ નહી પણ અપુર્વ પુણ્યબંધ થાય છે. કે જેથી આગામી ભવે અનેક પ્રકારની સુખ સંપત્તિ પ્રાપ્ત થાય છે. નિરોગી અને બલવાન શરીરની પ્રાપ્તિ માટે તો તપજ મુખ્ય સાધન છે. પુર્વ ભવે તપ કરનારાઓ આ ભવમાં અપરિમિત

બળવાળા અને નિરોગી થાય છે. ટુંકામાં તપના પ્રભાવે સર્વ પ્રકારની રિદ્ધિ સિદ્ધિ પ્રાપ્ત થાય છે." ઇત્યાદિ ધર્મદેશના સંપૂર્ણ થયે છતે સુંદરીએ ઉભા થઇ હાથ જોડી વિનયપુર્વક આચાર્યજી મહારાજને પુછ્યું કે "હે સ્વામી મેં પૂર્વ ભવમાં એવું કયુ તપ આરાધ્યુ હતું કે જેના પ્રભાવે આ ભવમાં મારે પગલે પગલે નિધાન પ્રગટ થાય છે?

આચાર્યશ્રીએ કહ્યું—હે સુંદરી! પુર્વ ભવે તેં અક્ષયનિધિ નામનો તપ શુભભાવ પુર્વક કર્યો હતો. જેના પ્રભાવે આ ભવમાં સ્થાને સ્થાને નિધાન પ્રાપ્તિ થાય છે." સુંદરીએ પુનઃ વિનયપુર્વક પુછયું "હે સ્વામી! આપ મારા પુર્વભવનું સવિસ્તર વૃતાંત કૃપા કરી જણાવો કે મેં કેવી રીતે એ તપનુ આરાધન કર્યું હતું તેની મને ખબર પડે જેથી આ ભવમાં પણ હું તેનું વિશેષ પ્રકારે

આરાધન કરૂં. ગુરૂમહારાજે કહ્યું હે સુંદરી! એક ચિત્ત થઈ તું તારો પુર્વ ભવ શ્રવણકર–

ખેટકપુર નામના નગરમાં ભુંયમનામનો શેઠ વસતો હતો. તેને ઋજુમતિ નામે સ્ત્રી હતી. તે સ્ત્રી નિરંતર અનેક પ્રકારના તપ કરતી અને જ્ઞાનની પણ સારી રીતે ભક્તિ કરતી હતી. તેણે રત્નાવળી, કનકાવળી, એકાવળી વિગેરે ઘણા તપ કર્યા અને બીજા પણ વિવિધ પ્રકારના તપ ગુરૂ મહારાજને પુછી કરવા લાગી તેનું ચિત્ત તપધર્મમાંજ રક્ત થયેલું હતું. નગરજનો પણ અહર્નિશ તેની પ્રશંસા કરતા હતા. અને તેના તપ ધર્મની અનુમોદના કરતા.

હવે તેની પાડોશમાં વસુ નામે એક શેઠ રહેતો હતો. તેને સોમસુંદરી નામની પત્ની હતી તે સ્ત્રી ધર્મથી અજ્ઞાન, મુર્ખ અને અભિમાન તથા ઇર્ષ્યાથી ભરપુર હતી.

ઋજુમતિની સતી પ્રશંસા સાંભળી શકતી નહીં.

નીતિકાર કહે છે કે—"આવી નવરી બેઠેલી સ્ત્રીઓ પરનિંદા અને ઈર્ષ્યાનો વ્યાપાર જ કરે છે. વળી કહ્યું છે કેઃ—
"ભુખ્યો બ્રાહ્મણ બગડ્યું ઢોર, ચાંપ્યો નાગ નાસંતો ચોર; રાંડ ભાંડ ને માતો સાંઢ, એ આઠેથી ઉગરીયે માંડ."

અન્યદા સંયમ શેઠના ઘરની નજીકમાં અગ્નિનો ઉપદ્રવ થયો સંયમ શેઠનું ઘર તેમાં સપડાવાની તૈયારીમાં હતું પરંતુ ઋજુમતીના તપના પ્રભાવથી તેનું કાંઈ પણ બળ્યું નહી. આ આગ લાગી ત્યારે સોમસુંદરી મનમાં બહુજ ખુશી થઈ કે હવે સંયમ શેઠનું ઘર જરૂર બળી જશે પણ તેને તો કાંઇ પણ નુકસાન ન થયું એટલે તેનું મન નિરાશ થઈ ગયું. અન્યદા તે ગામમાં ધાડ પડી. તે વખતે

સોમસુંદરી મનમાં રાજી થઇ કે જરૂર આમાં સંયમ શેઠનું ઘર લુંટાઇ જશે પણ તેનું કાંઈ ગયું નહી. ધાડપાડુઓ તેના ઘરમાં પેઠાજ નહી, આ પ્રમાણે જોઇને પણ સોમસુંદરી નિરાશ થઈ, અનુક્રમે સંયમ શેઠ ને ઋજુમતિ તો ધર્મનું આરાધન કરીને સ્વર્ગે ગયા, હવે સોમસુંદરી ઋજુમતિની અત્યંત ઇર્ષ્યા કરવાથી અનેક પ્રકારના કર્મબંધનથી ભારે થઈ. તેને પરિણામે તેજ ભવમાં તેના ઘરમાંથી દ્રવ્ય નાશ પામ્યું અને દરીદ્રાવસ્થા પ્રાપ્ત થઇ, અનુંક્રમે તેવી દુઃખી સ્થિતિમાં તે મૃત્યુને વશ થઇ પરંતુ દૈવયોગે અંતસમયે કોઇ શ્રાવકના મુખથી તેણે નવકારમંત્ર શુભભાવે સાંભળ્યો તેના પ્રભાવથી તે મૃત્યુ પામીને મથુરાનગરીના રાજા જિતશત્રુની ચાર પુત્ર ઉપર પુત્રી થઇ.

તેનું નામ સર્વ ઋદ્ધિ પાડયુ, પાંચ ધાવ્યે પળાતી તે મોટી થઇ, એવામાં જિત-

શત્રુ રાજાની ઉપર કોઇ શત્રુ રાજા ચડી આવ્યો તેની સાથે યુદ્ધ કરતાં જીતશત્રુ રાજા મૃત્યુ પામ્યો. તેના મરણથી શત્રુના કટકે નગરમાં પ્રવેશ કર્યો, આથી સર્વ લોક જેમ આવે તેમ નાશવા લાગ્યાં. રાજમહેલ બધો શત્રુ રાજાએ લુંટી લીધો, સર્વ ઋદ્ધિ ત્યાંથી એકલી નાસતાં જંગલમાં ભૂલી પડી આખી રાત્રી પરિભ્રમણ કરતાં સવારે રસ્તો માલુમ પડયો, પછી વનફળ વડે આજીવિકા કરતી ત્યાં વનમાંજ વનચર થઇને રહી. કારણ કે તેને અન્ય કોઇ આશ્રય સ્થાન ન હતું કે જ્યાં જઇને તે આશ્રય લઇ શકે, તેની યૌવનાવસ્થા વ્યતીત થવા માંડી; અને સાંસારિક સુખની પ્રાપ્તિ. શિવાય નિષ્ફળ જવા લાગી.

અન્યદા ત્યાં કોઇ વિદ્યાધર આવ્યો. તેણે તેને રુપવંતી જોઇને તેની સાથે પાણિગ્રહણ કર્યું અને ત્યાંથી પોતાને ઘેર લઇ ગયો. પરંતુ તે

કુર્ભાગિણીના પગલાં થવાથી તેજ દિવસે તે વિદ્યાધરના ઘરમાં અગ્નિ કોપ થયો તેથી તેની સર્વ ઋદ્ધિ ભસ્મસાત્ થઇ ગઈ, વિદ્યાધરે તેને પાછી વનમાં મુકી દીધી. ત્યાં એક પલ્લિપતિની દ્રષ્ટિએ પડી એટલે તે ભિલ્લ તેને પોતાની પલ્લીમાં લઇ ગયો. ત્રીજે દિવસે તેનું પણ ઘર અગ્નિમાં બળી ગયું એટલે બધા ચોર લોકો આ સ્ત્રીની નિંદા કરવા લાગ્યા, અને તેના માઠાં પગલાંનુંજ માઠું પરિણામ માનવા લાગ્યા. પછી તે પલ્લીપતિએ એક સાર્થવાહને ત્યાં તેને વેચી, સાર્થવાહ તેને લઇને ચાલ્યો એટલે તે માર્ગમાંજ લુંટાણો તેની બધી ઋદ્ધિ ચોર લોકો લુંટી ગયા, માત્ર શરીરભરજ રહ્યો. તેણે પણ આને તજી દીધી એટલે તે એકલી એક સરોવરના કિનારે નિરાશ થઇને ઉભી ઉભી પોતાના પાપનો પશ્ચાતાપ કરવા લાગી.

એવામાં ભાગ્યયોગે એક મુનિ મહારાજા ત્યાં આવી ચડયા. રાજપુત્રી તેને પગે પડી એટલે મુનિએ તેને મીઠે વચને બોલાવીને કહ્યું કે–"હે વત્સે ! તું રાજપુત્રી છે છતાં આ સરોવરને કિનારે ઉભી ઉભી શું વિચાર કરે છે ! તેં પૂર્વભવમાં ધર્મી જનનો જે મત્સર કર્યો છે તેના પાપથી તું આ ભવમાં રાજપુત્રી થયા છતાં તારા પિતાનું મરણ થયું, રાજમહેલ લુંટાયો, તારે ભાગવું પડયું, વનચર થઇ દુઃખ પામી, તેમાં ખેચરે લઇ જઇને ક્ષણભર સુખ આપ્યું પણ પાછું તારે વનચર થવું પડયું. આ બધો તારા પુર્વ કર્મનો વિપાક છે. પુર્વે વાવેલા પાપવૃક્ષની શાખાઓનો એ બધો વિસ્તાર છે" આ પ્રમાણે જ્ઞાની ગુરૂનાં વચનો સાંભળીને તે રાજપુત્રીએ તેમની પાસે આવીને તેમને વંદના કરી પુછયું કે હે ભગવાન્ આ

દુઃખથી મારો છુટકારો શી રીતે થાય તે બતાવો. હું હવે દુઃખ ખમી ખમીને અત્યંત કાયર થઇ ગઇ છું. ગુરૂ મહારાજે કહ્યું કે, હે વત્સે ? જો તારે આ દુઃખથી છુટવુંજ હોય અને સુખ સંપત્તિ પ્રાપ્ત કરવી હોય તો તું અક્ષયનિધિ નામનો તપ કર, ને જ્ઞાનની ભક્તિ કર. શ્રાવણ વદ ૪ થી એ તપ શરૂ કરવો ને ભાદ્રપદ શુદિ ૪ એ (સંવચ્છરીએ) પુર્ણ કરવો. તેમાં યથાશક્તિ એકાંતર ઉપવાસ ને એકાસણું કરવું અથવા ૧૫ એકાસણા કરી પ્રાંતે (૧૬ મે દિવસે) ઉપવાસ કરવો. બે ટંક પ્રતિક્રમણ કરવાં, શીલ પાળવું, જિન પુજા કરવી, એક કુંભ સ્થાપી તેને અક્ષત વડે ભરવો, દરરોજ બે હજાર ગણણું ગણવું આનો વિશેષ વિધિ ગુરૂગમથી જાણી લેવો. આ તપ કરતાં કોઇ પણ પ્રકારે પોતાની શક્તિ ગોપવવી નહીં. આ તપ પુર્વોક્ત

ટથિએ ઉત્કૃષ્ટો ત્રણ વર્ષ પર્યંત કરવો ચોથે
ર્ષે શાસનદેવીની આરાધના નિમિત્તે એ તપ
રવો. આ તપનું શુભમને આરાધન કરવાથી
આ ભવમાં પણ સુખ સંપત્તિ પ્રાપ્ત થાય
છે. અને પરભવમાં તો અઢળક ઋદ્ધિ સિદ્ધિ
સુખ સૌભાગ્યાદિ પ્રાપ્ત થાય છે.

આ પ્રમાણે ગુરૂ મહારાજનાં વચનો
સાંભળીને રાજપુત્રીએ એ તપ કરવાનો સ્વી-
કાર કર્યો. પછી ગુરૂ મહારાજને વાંદીને ત્યાંથી
ગ્રામાંતરે ગઈ અને પારકી સેવા ચાકરી–કામ
કાજ કરવા વડે આજીવિકા કરવા લાગી,
અનુક્રમે ગુરૂમહારાજે કહેલા દિવસ આવ્યો
એટલે વિધિપુર્વક તે તપ શરૂ કર્યો, પણ
દ્રવ્યસ્થિતિ બહુ મંદ હોવાથી યથાશકિત
કર્યો, બીજા વર્ષે તેથી સારી રીતે કર્યો, ત્રીજે
વર્ષે તેથી વધારે સારી રીતે કર્યો. અને
ચોથે વરસે કાંઇક દ્રવ્યવાન્ થવાથી વિશેષ સારી

રીતે આદર્યો. તેવામાં કેટલાએક વિદ્યાધરો ક્રીડા નિમિત્તે તે રાજપુત્રીવાળા ગામે આવ્યા તેમાં તે રાજપુત્રીનો સ્વામી પણ હતો તેણે પોતાની પ્રિયાને ઓળખી એટલે તેણે ત્યાંથી લઇ જઇને પોતાના અંતઃપુરમાં રાખી. રાજપુત્રીએ ત્યાં તપ પૂર્ણ કર્યો, સારી રીતે શીલ પાળ્યું અને અંતે અનશન વડે શેષાયું પુર્ણ કરી હે સુંદરી! તું આ સંવરશેઠની પુત્રી પણે ઉત્પન્ન થઇ છે- પુર્વ ભવે તેં અક્ષયનિધિ તપ કર્યો હતો તેના પ્રભાવથી આ ભવમાં તને પગલે પગલે નિધાન પ્રાપ્ત થાય છે.

તપનો પ્રભાવ અચિંત્ય છે.

આ પ્રમાણે ગુરૂ મહારાજે કહેલો પોતાનો પૂર્વભવ સાંભળીને ઉહાપોહ કરતાં સુંદરીને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. તેણે પોતાનો તાદૃશ પુર્વભવ દીઠો ગુરૂ મહારાજને તેણે કહ્યું કે-"હે સ્વામીન! આપે જે પ્રમાણે

મ્હારો પુર્વ ભવ કહ્યો તે પ્રમાણે સર્વ સત્ય છે. મ્હેં જેવા આપના વખાણ (પ્રશંસ) સાંભલ્યા હતા તેવાજ આપ જ્ઞાની અને ચારિત્રપાત્ર છો." આ પ્રમાણે ગુરૂ મહારાજની સ્તુતિ કરી વાંદીને તે પોતાને ઘેર આવી, પછી શ્રાવણ વદિ ૪ આવતાં તેણે મોટા આડંબર સાથે અક્ષયનિધિ તપની શરૂઆત કરી તે વખતે રાજા, રાણી, શેઠ, સામંત વિગેરે સર્વ તે તપ કરવામા સન્મેલ થયા તે તપની શરૂઆત કરી ત્યારથી તો વિશેષે નિધાન પ્રગટ થવા લાગ્યું એટલે તે દ્રવ્યનો તણે પ્રભાવનાદિ કાર્યોમાં બહુ ળે હાથે વ્યય કરવા માંડયો. તેનુ નામ સુંદરી હતું તે ભુસાઇ ગયું અને સો તેને અક્ષયનિધિના નામથીજ બોલાવાને ઓળખવા લાગ્યા. મોટા મનથી તેણે તપ કરીને તેનું પુર્ણ ફલ સંપાદન કર્યું. ભાદ્રપદ શુદિ પંચમીને દિવસે તેણે જ્ઞાનભકિત અને મહો-

ભાવપુર્વક સૌની સાથે પારણું કર્યું, દેવ દેવીઓ પણ તેની પ્રશંસા કરવા લાગ્યા અને તેના તપની અનુમોદન કરવા લાગ્યા.

અનુક્રમે સંસારિક સુખ ભોગવતાં સુંદરીને ચાર પુત્રો ને ચાર પુત્રીઓ થઈ. પ્રાંતે સંસાર તજી દઈ, ચારિત્ર અંગીકાર કરી, નિરતિચાર પાળી, ચાર ઘનઘાતિક કર્મનો ક્ષય કરી કેવલજ્ઞાણ પ્રાપ્ત કરી, અનેક ભવ્યજીવોને ઉપદેશ આપી, અક્ષયનિધિતપની વશેષ પુષ્ટિ કરી આયુ પૂર્ણ થએ તે સિદ્ધિ પદને પામી ત્યાં અનંત જ્ઞાન અનંત દર્શન, અનંત ચારિત્ર, અનંતવીર્ય, એ અનંતચતુષ્ટયીયુક્ત થઇ અગુરૂ લઘુપણું પ્રાપ્ત કર્યું. જ્યાં એક અવગાહનમાં અનંત સિધ્ધો છે અને તેના દેશ પ્રદેશને અવગાહીને રહેલા તે કરતાં અસંખ્યગુણા સિધ્ધો છે, ત્યાં તે પણ મનુષ્યપણ-

વના શરીર કરતાં ⅔ અવગાહનાએ સિદ્ધ થઇ યાવત અક્ષયસ્થિતિને પામી.

ઉપર પ્રમાણે અક્ષયનિધિ તપનો મહિમા શ્રવણ કરીને ઉત્તમજીવોએ અવશ્ય તે તપનું આરાધન કરવા ઉજમાળ થવું.

પુર્વના અશુભ કર્મોનો ક્ષય કરવામાં તપ પ્રબળ સાધન છે. આ તપ તો ઐહિક સુખ સંપત્તિને પણ આપનારો છે. પરન્તુ તેના કરનારે આ તપ કરતાં આ ભવ સંબંધી સુખની ઇચ્છા બિલકુલ ન કરવી. આશાભાવે તપ કરવાથી તેના ફળમાં બહુજ ક્ષતિ થઈ જાય છે. તેથી આ ભવસબંધી આથવા પરભવસંબંધી પણ સાંસારિક સુખની આશા ધરીને આ અથવા અન્ય કોઇ પણ તપ ન કરવો. તપનો પ્રભાવજ એવો છે કે તેનું શુદ્ધમને આરાધન કરનારને આ ભવ સંબંધી

પણ સુખ સંપત્તિ પ્રાપ્ત થાયજ છે. પરન્તુ તે તો ધાન્યને માટે ખેતી કરનારને પ્રાપ્ત થતા તૃણ-ઘાસના લાભ જેવી છે. તેનું વાસ્તવિક ફળ તો જન્મજરામરણાદિ સર્વ દુઃખ માત્રનો નાશ કરી અવિનાશી સુખને આપવું તે છે. માટે જો ઈચ્છા કરવી તો તેજ સુખની કરવી. આ વાત હરેક તપ કરનારે ખાસ ધ્યાનમાં રાખવી, અને તપ કરવા માંડવો ત્યારથી જ ક્રોધને તો જલાંજલીજ દઈ દેવી, પાસે આવવા જ ન દેવો. એટલો ઉપદેશ ભૂલવો નહીં. ઇત્યલમ્.



॥ अर्हम् ॥

॥ ॐ नमः ॥

भक्तामरप्रणतमौलिमणिप्रभाणा-
मुद्दीपकं जिन ! पदाम्बुजयामलं ते ।
स्तोष्ये मुदाऽहमनिशं किल मारुदेव !
दुष्टाष्टकर्मरिपुमण्डलभित्सुधीर ! ॥ १ ॥

श्रीमज्जिनेश्वरकलापमहं स्तुवेर-
मुद्द्योतकं दलितपापतमोवितानम् ।
भव्याम्बुजानदिननाथनिभं स्तवीमि
भक्त्या नमस्कृतमम-र्त्यै नराधिराजैः ॥ २ ॥

यस्यां जिनक्षितिपतेस्त्रिपदीमवाप्य
गच्छेश्वरैः प्रकटिता किल वाग् मुदा या ।
सम्यक् प्रणम्य जिनपादयुगं युगादा-
वेवं शुभार्थनिकरैर्भुवि साऽस्तु लक्ष्म्यै ।३।

यक्षेश्वरस्तव जिनेश्वर ! गोमुखाह्वः
सेवां व्यधत्त कुशलक्षितिभृत्पयोदः ।
त्वत्पादपङ्कजमधुव्रततां दधाना-
वालम्बनं भवजले पततां जनानाम् ॥ ४ ॥

इति ऋषभदेवजिनस्तुतयः ॥ १ ॥

॥ अर्हम् ॥

कल्याणमन्दिरमुदारमवद्यभेदि
दुष्कर्मवारणविदारणपञ्चवक्त्रम ।
यत्पादपद्मयुगलं प्रणमन्ति शक्राः
स्तोष्ये मुदा जिनवरं जिनत्रैशलेयम् ॥ १ ॥
क्षीणाष्टकर्म्मनिकरस्य नमोऽस्तु नित्यं
भीताभयप्रदमनिन्दितमंह्रिपद्मम ।
इष्टार्थमण्डलसुसर्जनदेववृक्षं
नित्योदयं दलिततीव्रकषायमुक्तम् ॥ २ ॥
जैनागमं दिशतु सर्वसुखैकदारं
श्रीनन्दनक्षितिजहव्यहति प्रकारम् ।
संसारसागरनिमज्जदशेषजन्तु-
बोहित्थसन्निभमभीष्टदमाशु मुग्धम् ॥ ३ ॥
मातङ्गयक्षरमलां प्रकरोति सेवां
पूर्वान्तमारसमभीप्सितदं विशालम् ।
उत्पत्तिविस्तरनदीशपतज्जनानां
पोतायमानमभिनम्य जिनेश्वरस्य ॥ ४ ॥
इति श्रीवीरजिनस्तुतयः ॥ २ ॥



॥ अर्हम् ॥

कलकुशलवल्लीपुष्करावर्त्तमेघो
मदनमदृशरूपः पूर्णराकेन्दुवक्त्रः ।
थयतु मृगलक्ष्मा शान्तिनाथो जनानां
प्रसृतभुवनकीर्तिः कामितं कम्रकान्तिः ॥१॥
तनपतिशमुदायो दायकोऽभीप्सितानां
दुरिततिमिरभानुः कल्पवृक्षोपमानः ।
चयतु शिवशान्तिं प्रातिहार्य्यश्रियं यो
त्रिकटविषमभूमीजातदर्त्ति बिभर्ति ॥ २ ॥
थयतु भविकानां ज्ञानसंपत्समूहं
समय इह जगत्यामास्यवक्त्रप्रसूतः ।
वजलनिधिपोतः सर्वसम्पत्तिहेतुः
प्रथितघनघटायां सर्पकान्तप्रकारः ॥ ३ ॥
यविजयमनीषामन्दिरं ब्रह्मशान्तिः
सुरगिरिसमधीरः पूजितो न्यक्षयक्षैः ।
रतु सकलविघ्नं यो जने चिन्त्यमानः
स भवतु सततं वः श्रेयसे शान्तिनाथः ॥४॥
इति शान्तिजिनस्तुतयः ॥ ३ ॥

॥ अर्हम् ॥

श्रेयःश्रियां मङ्गलकेलिसद्म !
श्रीयुक्तचिन्तामणिपार्श्वनाथ ! ।
दुर्वारसंसारभयाच्च रक्ष मोक्षस्य मार्गे
वरसार्थवाह ! ॥ १ ॥
जिनेश्वराणां निकरे क्षमायां
नरेन्द्र-देवेन्द्रनतांह्रिपद्म ! ।
कुरुष्व निर्वाणसुखं क्षमाभृत !
सत्केवलज्ञानरमां दधान ! ॥ २ ॥
कैवल्यवामाहृदयैकहार !
क्षमामरस्वद्रजनीशतुल्य ! ।
सर्वज्ञ ! सर्वातिशयप्रधान ! तनोतु ते
वाग्जिनराज ! सौख्यम् ॥ ३ ॥
श्रीपार्श्वनाथक्रमणाम्बुजातसारङ्गतुल्यः
कलधौतकान्तिः
श्रीयक्षराजो गरुडाभिधानः चिरञ्जय
ज्ञानकलानिधान ! ॥ ४ ॥
इति पार्श्वजिनस्तुतयः ॥ ४ ॥

॥ अर्हम् ॥

कमलपल्लपनं तव राजते जिनपते!
भुवनेश! शिवात्मज!।
मुकुरवन्निमलं क्षणदाविशाव हृदयनायकवन्
सुमनोहरम् ॥ १ ॥
सकलपारगता. प्रभवन्तु मे शिवसुखाय
कुकर्म्मविदारकाः।
रुचिरमङ्गलवल्लिवने घना
दश तुरङ्गमगौरयशोधराः ॥ २ ॥
मदन-मान-जरा-निधनोज्झिता जिनपते!
तव वागमृतोपमा।
भवभृतां भवताच्छिवशर्मणे
भवपयोधिपतज्जनतारका ॥ ३ ॥
जिनपपादपयोरुहहंसिका दिशतु
शासननिर्जरकामिनी।
सकलदेहभृताममलं सुखं
मुखविभाभरनिर्जितभाधिपा ॥ ४ ॥
इति नेमिजिनस्तुतयः ॥ ५ ॥

॥ अर्हम् ॥

ज्ञात्वा प्रश्नं तदर्थं गणधरमनघं प्रागवद्वीरदेवः
अर्हत्सिद्धार्यसाधुप्रभृतिनवपदान
सिद्धचक्रस्वरूपान ।
ये भव्याश्रित्य धिष्णं प्रतिदिनमधिकं
संजपन्ते स्वभक्त्या ,
ते स्युः श्रीपालवच्च क्षितिवरपतयः
सिद्धचक्रप्रसादात ॥ १ ॥
दुस्तीर्णं निस्तरीतुं भवजलनिधिकं
पाणियुग्मे गृहीत्वा
यानेकान कोटिकुम्भान कनकमणिमयान
षष्टिलक्षाभियुक्तान ।
गङ्गसिन्धुहृदानां जलनिधिनदतस्तीर्थतोयेन
भृत्वा
जन्मसर्वाधीश्वराणां सुरपतिनिकरा
जन्मकृत्यं प्रचक्रुः ॥ २ ॥
कुर्युर्देवाश्चिवप्रं रजतमणिमयं
स्वर्णकान्त्याऽभिरामे

स्थित्वा स्थाने सुवाक्यं जिनवरपतयः
प्रावदन् यां च नित्यम्।
तां वाचं कर्णकूपे सुनिपुणमतयः
श्राद्धया ये पिबन्ति
ते भव्याः शैवमार्गागमविधिकुशला
मोक्षमाशु प्रयान्ति ॥ ३ ॥
देवी चक्रेश्वरी स्रग्धति च हृदये
पत्तने हेमकाख्ये
कामे मोदाभिकीर्णे विमलपदयुजे
सिद्धचक्रस्य बीजे।
श्रीमद्धर्षादियुक्तैर्विजयप्रभवरैर्वयैरूपैर्मुनीन्द्रैः
स्तुत्या नित्यैः सुलक्ष्मीविजयपदधृतैः
प्रेमपूर्णा प्रसन्ना ॥ ४ ॥
इति श्रीसिद्धचक्रस्तुतयः।

---

॥ अर्हम् ॥

शैवेयः शङ्खकेतुः कलिनजनमनःसंशयः
सर्वकाले

विश्वेशः सौवदेहद्युतिविजितघनः

कर्मधर्मामृतांशुः।

क्षान्त्याढ्यः कष्टदुष्टक्षयकरणपरो

रैवताद्रसतुल्यः

कल्याणं पञ्चमीसत्तपसि वितनुतां

पञ्चमज्ञानवान् वः ॥ १ ॥

नाभेयश्रैशलेयप्रथमचरमकश्चन्द्रवच्चारुचञ्चन्-

मूर्तिस्फूर्त्ति दधानः प्रथयति कुमुदं यो

बुधाह्लादहेतुः।

प्रोद्दामश्छद्मपद्माविकचकरकरः

सत्कलावान्मनोज्ञा

ज्ञानं पुष्याज्जिनौघः स तपसि भविनां

पञ्चमीवासरस्य ॥ २ ॥

गीर्वाणाधीशपुंसांपतिकुसुममिदं पुण्यभाजो

मनुष्या

निर्वाणामेयसौख्यप्रबलफलमथो

यत्प्रसादाल्लभन्ते।

श्रीमान्प्राढशुद्धागमधरणिरुहः सिद्धिदानैक-

रक्तश्चत्पञ्चम्यास्तपस्युद्यतविशदधियां
भाविनामस्तु नित्यम् ॥ ३ ॥

संपूर्णा पूर्णिमेन्दुप्रभसुभगगुणैर्दत्तदेवेन्द्रनाना-
प्रोद्यद्गन्धद्विपेन्द्रप्रचुरमदहरैणाधिपे राजमाना
श्रीअर्हद्भक्तिभावा विमलकजकरा
भास्वदम्बाभिधाना
पञ्चम्यर्हस्तपोर्थं वितरतु कुशलं धीमतां
सावधाना ॥ ४ ॥

इति ज्ञानपञ्चमीस्तुतयः ।



॥ अर्हम ॥

स्फूर्जद्भक्तिनतेन्द्रशीर्षविलसत्कोटीररत्नावली
रङ्गत्कान्तिकरम्बिताद्भुतनखश्रेणीसमुज्जृ-
म्भितम् ।
सिद्धार्थाङ्गरुहस्य कीर्त्तितगुणस्यांह्रिद्वयं
पातु वः
स्नातस्याप्रतिमस्य मेरुशिखरे शच्या विभोः
शैशवे ॥ १ ॥

श्रेय:शर्मकृते भवन्तु भवतां सर्वेऽपि तीर्थाधिपा
येषां जन्ममहः कृत सुरगिरौ वृन्दारकै सादरैः
पौलोमीस्तनगर्वखण्डनपरैः कुम्भैः सुवर्णाद्भवै-
र्हंसांसाहतपद्मरेणुकपिशक्षीरार्णवाम्भोभृतैः ।२।
सेवे सिद्धान्तमुच्चैस्सकलमुनिजनप्रार्थितार्थ-
मनर्घ्यरत्नं
गर्ज्जद्वाचाटवादिद्विरदघनघटादर्पकण्ठी-
रवाभम् ।
मिथ्याधर्मान्धकारे स्फुटविकटकरादित्य-
मत्यप्रभं नो
अर्हद्वक्त्रप्रसूतं गणधररचितं द्वादशाङ्गं
विशालम् ॥ ३ ॥
दक्षो यक्षाधिराजो महिमगुणनिधिश्चण्ड
दोर्दण्डधारी
सर्वं सर्वानुभूतिर्विदलयतु मुदा सङ्घविघ्नं
महौजाः ।
अध्यारूढो द्विपेन्द्रं वरभवनगतस्तम्भहस्तो
त्कटाख्यं

निष्पङ्कव्योमनीलद्युतिमलसदृशं
बालचन्द्राभदंष्ट्रम् ॥ ४ ॥
इति श्रीवीरजिनस्तुतयः ।

---

॥ अर्हम् ॥

नरेन्द्रमौलिप्रपतत्परागपुञ्ज-
स्फुरत्कर्बुरितक्रमाब्जम् ।
वीरं भजे निर्जितमोहवीरं
संसारदावानलदाहनीरम् ॥ १ ॥
पुष्पौघपद्मदलसौरभगुण्डितानि
स्वर्णाम्बुजैः सुरकृतैः परिमण्डितानि ।
वन्देऽर्हतां वरपदानि नतान्यजेन
भावावनामसुरदानवमानवेन ॥ २ ॥
नानारत्नैः सुभगमतुलप्रौढसाद्दृश्यपाठै
र्विज्ञज्ञातैर्बहुनयभरैः सत्तरङ्गैरुपेतम् ।
युक्त्या जैनं समयमुदधिं कीर्तयाम्यस्मि कामं

बोधागाधं सुपदपदवीनीरपूरा-

भिरामम् ॥ ३

श्रीमद्वीरक्रमाम्भोरुहरसिकमना राजहंसीव

रम्य

सिद्धा सिद्धाविरुद्धा विशदगुणलसद्भक्त-

हृत्पद्मरुद्धा

या धत्ते स्वीयकण्ठे घनसुरभिरसां पुष्पमा

विशालामामूलालोलधूलीबहुलपरिमलाली

लोलालिमालाम् ॥ ४

इति श्रीजिनस्तुतयः।



